

# ભાણાવતી

લે. ધીરજલાલ ટોકરશી શાહ.

# બાણાવળી

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ



: સોલ એજન્ટસ :

ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ

અમદાવાદ અને મુંબઇ

# પહેલી આવૃત્તિનું નિવેદન



કથા વાંચવી કોને ન ગમે? એમાંયે પોતાના જ દેશના એક મહાન કલાપ્રેમી સેનાપતિના જીવનના રોમાંચક કિસ્સાઓ હોય તો?

વિમળશાહની જીવનકથા એવી જ એક જીવનકથા છે. ગૂજરાત જ્યારે સ્વતંત્ર રાષ્ટ્ર હતું, અને તેના સુપુત્રો પોતાના સાહસથી, શૌર્યથી, કલાથી, કાર્યદક્ષતાથી જીવનની ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચી શક્તા, તે સમયનો એમાં ચિતાર છે.

એક વણિકપુત્ર ગામડામાં ગરીબાઇને ખોળે ઉછરતો મોટો થાય છે; બાણુવિદ્યા ઉપર કાબૂ મેળવે છે; મહારાજા ભીમદેવને પ્રસન્ન કરે છે; અને દંડનાયકની પદવી પ્રાપ્ત કરે છે. પોતાના પુરુષાર્થથી તે ઉત્તરોત્તર વિશેષ ખ્યાતિ મેળવતો જાય છે, અને એ વસ્તુ અન્ય અધિકારીઓના હૃદયમાં ઈર્ષ્યાની આગ જગાવે છે. આથી તેની એક પછી એક આકરી કસોટી થાય છે; પરંતુ એ વીર પુરુષ દરેક કસોટીમાંથી અણિશુદ્ધ પસાર થાય છે. આવા અટપટા સંજોગોમાં

તે પાટણ છોડી ચંદ્રાવતી જાય છે અને તેને સર કરે છે; છતાં પોતાના સ્વામી પ્રત્યેની અડગ વફાદારીને આગળ કરી, ત્યાં એમનો જ વિજયધ્વજ ફરકાવે છે.

ચંદ્રાવતીને એ મનોહર નગરી બનાવે છે; અને પાસે જ રહેલા આબૂ પર્વત ઉપર કોતરણીમાં અજોડ એવાં આરસપહાણનાં ભવ્ય મંદિરો બંધાવે છે. ૧૮ ક્રોડ ૩૦ લાખ રૂપિયાના ખર્ચે બંધાયેલાં એ મંદિરો ગૂજરાતનું ગૌરવ છે. આજે પણ જગતભરના પ્રવાસીઓને તે ગૂજરાતના ભવ્ય ભૂતકાળની યાદ આપી મુગ્ધ કરે છે.

આવા એક મહાગૂજરાતીની જીવનકથાથી ગૂજરાતનાં દરેક કુમાર કુમારિકા વાકેફ થાય તે માટે આ નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ જીવનકથા તૈયાર કરવામાં શ્રી હેમચંદ્રાચાર્ય કૃત 'દ્વાશ્રય મહાકાવ્ય' (ગૂ. ભાષાંતર), શ્રી લાવણ્યસમય ગણિ-તકૃત 'વિમલ પ્રબંધ' (સં. ૧૫૬૮), શ્રી મેરૂતુંગાચાર્યકૃત 'પ્રબંધ ચિંતામણી', એલેક્ઝાન્ડર કિન્લૉક ફાર્બસકૃત 'રાસ માળા' તથા બીજાં પણ કેટલાંક પુસ્તકો અને લેખોનો આધાર લેવામાં આવ્યો છે; તે બધાનો આ સ્થળે આભાર માનું છું. આશા છે કે દરેકને આ જીવનકથા રસદાયક થઇ પડશે અને વિમળશાહના જીવન સંબંધી વિશેષ જાણવા તથા એમણે બંધાવેલાં અનુપમ મંદિરોની યાત્રા કરવા પ્રેરણા કરશે.

**અમદાવાદ**
તા. ૧૪-૧-૩૫ } **ધીરજલાલ ટોકરશી શાહ.**

# બીજી આવૃત્તિનું નિવેદન



ચાર વર્ષ પહેલાં સયાજીબાલસાહિત્યમાળામાં 'વિમળશાહ' નામની કુમારોપયોગી કથા લખેલી. તેની તમામ નકલો ખપી જતાં કેટલાક સુધારા વધારા સાથે 'બાણાવળી' એ નામથી આજે નવા સ્વરૂપે પ્રગટ થાય છે.

આશા છે કે કુમારોને તે ખૂબ જ ગમશે.

મુંબઈ
તા. ૧-૨-૪૦ } ધીરજલાલ ટોકરશી શાહ

# સાંકળિયું



# શાબાશ બાણાવળી !

[૧]

પાટણમાં આજે ઢંઢેરો પીટાયો હતો કે સાંજે દુર્લભસરોવરની પાળે વીરોત્સવ ઉજવાશે.

બધા લડવૈયાઓ પોતપોતાનાં તીરકમાન તેમજ બીજાં શસ્ત્રો સજ્જ કરી રહ્યા હતા, ને સમયે દગો ન દે તે ખાતર પ્રથમ તેનો ઉપયોગ કરી જોતા હતા.

સૂર્ય અસ્તાચળ તરફ નમ્યો કે સરોવરની પાળ ઉપર બધી તૈયારીઓ થવા લાગી. રસ્તાઓ ઉપર પાણીનો છંટકાવ થયો. સરદારો અને અમલદારો માટે બેસવાનાં સ્થાનો યોજાયાં.

મહારાજા ભીમદેવ માટે મધ્યમાં સૌથી ઊંચે એક સિંહાસન મૂકવામાં આવ્યું.

પંચરંગી પહેરવેશમાં પ્રજાજનો આવવા લાગ્યા, અને સારી રીતે જોવા મળે તે ખાતર સહુ આગળ જવાને ધસવા લાગ્યા.

ધીરે ધીરે પાટણના વીર યોદ્ધાઓ પણ આવવા લાગ્યા. તેઓએ સુંદર લશ્કરી પોષાક પહેર્યો હતો. કમર ઉપર કટારી ને તલવાર લટકાવી હતી. પીઠ પર તીરોથી ભરેલાં ભાથાં લટકતાં હતાં. ખભા ઉપર મજબૂત વાંસનાં બાણ ભરાવેલાં હતાં. મોટી મોટી મૂછો મરડતા તેઓ રુઆબમાં ચાલ્યા આવતા હતા. એમની આંખો લાલચૂમ હતી. કાચોપોચો માણસ તો એ જોઇને જ ડરી જાય!

એવામાં શ્રીદત્તશેઠ આવ્યા. તેમની પાછળ કેટલાક શેઠિયાઓનું ટોળું આવ્યું.

થોડીવાર પછી અધિકારી વર્ગ આવ્યો. તેમાં કોષાધ્યક્ષ તથા ન્યાયમંત્રી સૌથી આગળ ચાલતા હતા.

સેનાનાયક સંગ્રામસિંહ સૌની સરભરા કરતા ને યથાયોગ્ય સ્થાને બેસાડતા હતા. બધું

તૈયાર થઈ ગયું હતું, કેવળ મહારાજાની રાહ જોવાતી હતી.

નેકી પોકારાઇ ને મહારાજા ભીમદેવ રાજ્યગુરુ તથા મહામંત્રી સાથે પધાર્યા. પાછળ મહારાજાનો નિમકહલાલ અંગરક્ષક સામન્ત ચાલતો હતો.

મહારાજાએ રેશમી અને જરીથી ભરેલાં વસ્ત્રો પહેર્યાં હતાં. એમનો ભરાવદાર ચહેરો તેજથી ઝળહળતો હતો. કિંમતી હીરા ને મોતીના કંઠા ગળામાં પડયા હતા. મહારાજા સિંહાસને બિરાજ્યા ને સત્કાર માટે ઊભા થયેલા બધા બેસી ગયા.

વીરોત્સવની ક્રિયા શરૂ થઇ. અનેક જાતની રમતો રમાવા લાગી. મલ્લકુસ્તી, દોડવું, ઘોડે-સવારી, કૂદવું, પટાબાજી વગેરે રમતો પૂરી થઇ. હવે તીરંદાજીનો સમય આવ્યો.

મહારાજા પોતે બાણાવળી હતા, તેથી આ રમતમાં બહુ રસ લેતા. કોઇ ચાલાક તીરંદાજ મળી આવે તો નિહાલ કરી દેતા.

દૂર એક ઊંચા વૃક્ષ ઉપર નિશાન મૂકવામાં આવ્યું હતું. તે વીંધવાની શરત હતી.

લડવૈયાઓ આવવા લાગ્યા ને મહેનત કરવા લાગ્યા, પણ કોઇ વીંધી ન શક્યું! જેટલી હોંશથી આગળ આવ્યા હતા, તેટલી શરમથી સૌ પાછા ફર્યા!

મહારાજા મલકાતા મલકાતા એ જોઈ રહ્યા હતા. સરદારો આવ્યા. એ પણ નિરાશ થઈ પાછા ફર્યા. અમલદારો પણ થાક્યા.

મહારાજાએ અધિકારીઓ તરફ નજર કરતાં કહ્યું: "શું પાટણવાસીઓનું પાણી ગયું?"

તેજી ઘોડાને ચાબૂક ન જોઈએ, કેવળ ઈશારો જ ઘણો છે. ઉપરના શબ્દો સાંભળી એક યુવાન એકદમ ઊઠ્યો ને મહારાજાની સામે આવીને ઊભો રહ્યો.

"આજ્ઞા હોય તો સેવક તૈયાર છે. પાટણનાં પાણી ચઢ્યાં છે કે ઊતર્યાં છે, એ બતાવવાની મારી હોંશ છે." તેણે કહ્યું.

બધા મૂછમાં હસવા લાગ્યા. સરદારોને લાગ્યું કે આ યુવાન શેખીખોર છે.

"યુવાન! હોંશ પૂરી કરી શકો છો, પણ જો જો શરમાવું ન પડે!" મહારાજા હસ્યા.

તે યુવકને આ કટાક્ષે બમણું જોર ચઢાવ્યું. એણે બાણ ઉપર તીર મૂકી ઠેઠ કાન સુધી પણછ ખેંચી તીર છોડયું.

ટં........ગ. તીર સૌના આશ્ચર્ય વચ્ચે નિશાન વીંધી દૂર ચાલ્યું ગયું.

બધેથી હર્ષના પોકારો ઊઠયા: "શાબાશ! બાણાવળી!"

યુવકે બાણને ભૂમિ ઉપર મૂકી મહારાજાને પ્રણામ કરતાં કહ્યું: "મહારાજ! હજી પણ હું વધારે તીરંદાજી બતાવી શકું છું. જમીન ઉપર બાળકને સુવાડી ઉપર એકસો આઠ પાનની થોકડી મૂકો ને કહો તે પાન વીંધી નાખું! અરે! વલોણું વલોવતી સ્ત્રીના કાનની ઝબુકતી ઝાલ [એરીંગ] વીંધું છતાં એને જરાયે ઘસારો ન લાગે!"

મહારાજા તો આવી વાતના શોખીન હતા. તે યુવકની તીરંદાજી જોઇ ખુશ થઇ ગયા હતા. એમણે યુવાનની પરીક્ષા કરવા માટે તેવી તૈયારી કરવાનો હુકમ આપ્યો અને યુવાનને પાંચમું પાન વીંધવા આજ્ઞા કરી.

સિપાઇઓએ બાળકને સુવાડી ઉપર પાન મૂકયાં.

યુવાને બરાબર નિશાન તાકી તીર છોડયું. પાંચમું પાન વીંધીને તીર ચાલ્યું ગયું.

સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો. એ જ વખતે બીજો એક યુવાન પણ મેદાન ઉપર આવ્યો. તેણે પણ ઘણી રમતો બતાવી. તે પ્રથમ યુવકનો ભાઈ હતો.

રામ-લક્ષ્મણ જેવી આ ભાઈઓની જોડી ઉપર મહારાજા ભીમદેવ અત્યંત પ્રસન્ન થયા અને બન્નેને પાસે બોલાવી પીઠ થાબડતાં પ્રજાજનોને ઉદ્દેશીને કહ્યુંઃ

"પ્રજાજનો! આજના અદ્ભુત બાણાવળી બંધુઓ આપણા વીર મંત્રીના પુત્રો છે. તેમની બાણવિદ્યા જોઇને હું અત્યંત પ્રસન્ન થયો છું. તેમાંના પ્રથમ વિમળને હું મારો દંડનાયક બનાવું છું, અને બીજા ભાઇ નેઢને હું મારા સલાહકારક મંડળમાં દાખલ કરૂં છું. હું આશા રાખું છું કે તેઓ ગુજરાતના ગૌરવને ખૂબ દીપાવશે."

પ્રજાજનોએ હર્ષથી તે જાહેરાતને વધાવી લીધી. કોણ હતા એ બે અદ્ભુત બાણાવળી બંધુઓ?

# યુગદર્શન

[૨]

ઇ ઇ ઇ

ભારતની વૈભવભરી ભૂમિ ઉપર ગિજનીના સુલતાન મહમ્મૂદના અરબી ઘોડાઓના દાબલા પંદર પંદર વખત ગાજી ગયા હતા. એ વખતે ભારત બીજા દેશો માટે કામધેનુ ગાય સમાન હતો. એક એક ચડાઇમાં અરબી ઊંટોની પીઠ ઝૂકી જાય તેટલાં મણિ-મુક્તા અને સોનુ-રૂપું લઇ જવા છતાં ભારતનો વૈભવ ઓછો થયો ન હતો. અને એ જોઇને જ પરદેશીઓ ફરીથી બરછી, તીર, કૃપાણ ને કટારીઓ સજજ કરી રહ્યા હતા.

હજી તો યુદ્ધનો થાક ઊતર્યોયે નહોતો, ને

સોળમી વાર કેવળ ધનને ખાતર જ સુલતાન મહમ્મૂદ સૈનિકોને સજ્જ કરી આવી રહ્યો હતો. આ સોળમી વારની રણભેરીઓ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર ગાજવાની હતી.

આ સમયે સૌરાષ્ટ્ર અને ગૂજરાતમાં પાટણ (અણહિલપુર) ના રાજાઓની હાક વાગતી. પાટણને વસ્યે સૈકા તો બે જ પસાર થયા હતા; છતાં રાજરંગની કેટકેટલીયે અટપટી રમતો રમાઇ ગઇ હતી.

પાટણના સ્થાપક વીરકેસરી વનરાજ એકસો દશ વર્ષની વૃદ્ધ વયે ૬૦ વર્ષ રાજ્ય ભોગવી આરામગાહમાં પોઢી ગયા હતા. તેમને વિદાય થયે પૂરાં દોઢસો વર્ષ પણ ન વીત્યાં, ત્યાં ચાવડા વંશનો નાશ કરી નગુરો મુળરાજ ગાદીએ આવ્યો, અને સોલંકીનાં શાસન આરંભાયાં. પાપને માર્ગે મેળવેલી ગાદી પંચાવન વર્ષ ભોગવી એ મૃત્યુ શય્યામાં પોઢયો. એના પછી ચામુંડરાય ગાદીએ આવ્યો.

તેર વર્ષનો ટૂંક રાજ્યઅમલ ભોગવી તે સ્વર્ગે સીધાવ્યો અને વલ્લભરાજ આવ્યો. ફક્ત છ માસમાં જ તે મૃત્યુ પામતાં દુર્લભરાજે

પાટણની ગાદી ઉપર પગ મૂકયો. બાર વર્ષ સુધી સિંહાસન શોભાવી તેણે શુકલતીર્થમાં વાસ કર્યો.

આજે ચોઘડિયાં વાગતાં હતાં મહારાજા ભીમદેવનાં. રાજા ભીમદેવ (પ્રથમ) શૂરવીર અને અભિમાની રાજા હતો, સરળ પણ એટલો જ હતો. આ રાજા શસ્ત્રવિદ્યામાં બહુ નિપુણ હતો અને બાણવિદ્યામાં તો એણે એવું નામ કાઢયું હતું કે બધા એને 'ભીમબાણાવળી' તરીકે જ ઓળખતા.

એ સમયે પાટણ એક અલબેલું નગર કહેવાતું. એમાં જૈનધર્મ અને શૈવધર્મનાં અનેક ગગનચુંબી દેવાલયો હતાં, જેની ધજાઓ સદા આકાશમાં ઊડયા કરતી. વિદ્વાનો અને કલાચાર્યોનું પણ એ ધામ ગણાતું. એના વૈભવ ઉપર મોહ પામી દેશ દેશાવરના મુસાફરો અહીં જોવા આવતા.

મહારાજા ભીમદેવ પાસે તીરંદાજ તરીકે નામના કાઢનાર વિમળનો જન્મ આ જ પાટણમાં થયો હતો.

એના પૂર્વજો મૂળ શ્રીમાળ (આજના ભિન્નમાલ) નગરના રહેવાશી હતા; પણ

'નીના' નામના પુરુષના સમયમાં જીવનની દશા બદલાતાં તેઓ ગૂજરાતના 'ગાંભુ' ગામમાં આવીને વસ્યા હતા. અહીં તેમણે ઘણું ધન પેદા કર્યું.

નીનાને 'લહિર' નામે એક વિદ્વાન અને શૂરવીર પુત્ર હતો.

આ પિતાપુત્રના જીવનકાળ દરમ્યાન જ વનરાજે અણહિલપુર વસાવ્યું અને તેણે રાજ્ય ચલાવવા માટે યોગ્ય પુરુષોની તપાસ કરવા માંડી. એણે ગામડાંની ધૂળમાં છુપાયેલાં આ બે રત્નોને પારખ્યાં અને તેમને પાટણમાં લઇ આવ્યો.

પિતાપુત્રની જોડલીએ રાજ્યની ઘણી ઉમદા સેવા બજાવી. વીર વનરાજે તેની કદર કરી, 'સંડસ્થલ' નામનું ગામ ભેટ આપ્યું.

પછી તો વર્ષો વીત્યાં. ચાવડા વંશનાં રાજ ગયાં ને સોલંકી આવ્યા. પણ તે કુટુંબે પોતાનું સ્થાન જાળવી રાખ્યું.

આ વંશમાં 'વીર' નામે એક પરાક્રમી પુરુષ થયા. તે આપબળે મૂળરાજના મંત્રી થયા. મૂળરાજ અને તેમના વંશજોની સાથે તેમણે અનેક યુદ્ધો ખેલ્યાં અને ઘણા દેશ તથા ઘણી સંપત્તિ મેળવી.

પાટણપતિ દુર્લભરાજ પ્રાયશ્ચિત્ત કરવા શુકલતીર્થ ગયા. વીર મંત્રી પણ પોતાની સુશીલ પત્ની વીરમતીને પોતાના બે પુત્ર 'નેઢ' તથા 'વિમળ' ને ભળાવી જૈન સાધુ થયા.

આ વિમળ અને નેઢની જોડલી જ વીરોત્સ-વમાં યશકલગી પહેરનાર બાણાવળી બંધુઓ હતા. તેમની જીવનકથા હવે પછીના પ્રકરણોમાં આલેખી છે.

# કુમારજીવન

[૩]

ø ø ø

સુખની ઘડીઓ સરી ગઇ હતી. પતિના ગયા પછી ભાગ્યે જ કોઇ દિવસ એવો ગયો હતો, જ્યારે વીરમતીએ છૂપાં આંસુ સાર્યાં ન હોય. નેઢ અને વિમળ હવે સમજુ થયા હતા, એટલે તેમના દેખતાં તે પોતાનું હૃદય છુપાવતી હતી. પિતાના વિયોગે તેમને કાંઇ ઓછું ન આવે તેની એ હમેશાં સાવચેતી રાખતી.

પુત્રોને સમજુ તથા પરાક્રમી જોઇ તેનું હૈયું હરખાતું, પણ સાથે સાથે એક મહાન ચિંતા તેના કાળજાને કોરી ખાતી. રાજ્યના અધિકા-

રીઓ આ પુત્રોની ચઢતી કળા જોઇ દ્વેષ કરતા અને તેમનું ભૂંડું તાકતા.

વીર મંત્રીનાં પાસાં સેવનારી વીરમતી બરાબર જાણતી હતી, કે રાજ્યના પ્રપંચ કેવી ભયંકર વસ્તુ છે! એક નજીવી બાબતમાં પણ અનેક ખૂન થયાની વાતો તેણે સાંભળી તથા જોઇ હતી.

દિવસે દિવસે 'નેઢ' અને 'વિમળ'નાં પરાક્રમો વધતાં ગયાં. રાજ્યના અધિકારીઓ એ જોઇ વધારે દ્વેષીલા બન્યા; અને વીરમતીની ચિંતામાં અનેકગણો વધારો થયો.

આખરે એક રાત્રિએ તેણે પોતાની બધી માલમિલકતની વ્યવસ્થા કરી નાખી; અને કેટલુંક રોકડ નાણું હાથ પર રાખી પ્રાતઃકાળે પોતાના બંને પુત્રો સાથે પાટણનો ત્યાગ કર્યો.

નેઢ તથા વિમળ તો મોસાળમાં મહાલવાનું મળશે એમ સમજી અંતરમાં હરખાયા. બાળારાજાઓને બીજું શું જોઇએ? પણ પાટણ છોડતાં વીરમતીનું હૃદય રડતું હતું.

આ એ જ નગર હતું, જ્યાં એક વખત તે બહાર નીકળતી; ત્યારે અનેક નોકર ચાકર

ખમ્મા ખમ્મા કરતા આગળ ચાલતા અને લોકો માનભરી સલામો ભરતા. અત્યારે તેને 'આવો' 'આવજો' કહેનારું પણ કોઇ ન હતું. પાટણ છોડતાં એની આંખમાંથી આંસુ ટપકયાં. ફરી પાટણ કયારે આવવાનું થશે તે નક્કી નહોતું.

વિમળનું મોસાળ પાટણથી થોડા ગાઉને અંતરે આવેલું હતું. એ એક નાનું ગામડું હતું અને ત્યાં મામા મામી સિવાય કોઇ પણ ન હતું.

મામા મામી બહુ જ ગરીબ હાલતમાં હતાં અને સામાન્ય ખેડૂત જેવું જીવન ગુજારીને જ નિર્વાહ કરતાં. તેઓને વીરમતી તથા પોતાના ભાણેજો પર ખૂબ વહાલ હતું. તેથી ત્રણે જણાનો તેમણે ભાવભીનો સત્કાર કર્યો અને આવી સ્થિતિમાં પણ ખરા વખતે બહેનને કામ આવી શકયાં, તેનો ઊંડો આત્મસંતોષ અનુભવવા લાગ્યાં.

વીરમતી જે દ્રવ્ય પોતાની સાથે લાવી હતી તે બધું ભાઇને સોંપ્યું. પણ કમાણી વિનાનું દ્રવ્ય કેટલા દિવસ નભે? વીરમતીએ આપેલા દ્રવ્યમાંથી બધાનો ગુજારો કરતાં ધીમે ધીમે તે ઘટવા લાગ્યું.

વીરમતીના મગજ પર ફરી પાછી મોટી ચિંતા સવાર થઈ. જે બાળકોને તેણે પાણીની જગાએ દૂધ આપેલાં ને પૂરા લાડકોડમાં ઉછેરેલાં તેમનું હવે શું થશે, એ વિચાર તેને બહુ દુઃખ દેવા લાગ્યો.

વિમળ અને નેઢ રમતના બહુ શોખીન હતા. તેમણે થોડા વખતમાં તો આ ગામમાં અનેક મિત્રો કર્યા હતા, અને તેમની સાથે અનેક જાતની મર્દાનગીની રમતો રમતા હતા.

જંગલના કિનારે આવેલા આ ગામના કુમારો તીર ચલાવવામાં એક્કા હતા. તેમની પાસેથી આ ભાઈઓએ ટૂંક સમયમાં તીર ચલાવવાનું બહુ સારું જ્ઞાન મેળવી લીધું.

એમાંય વિમળને તો એ બાબતનો બહુ શોખ લાગ્યો. ઘણી વખત સવારમાં જ ખભે બાણુ અને તીરનું ભાથું ભરાવી મિત્રો સાથે તે નદીના કોતરોમાં કે જંગલોમાં નીકળી પડે, અને ધાર્યું નિશાન તોડી પાડે.

થોડા મહિનામાં આ બંને ભાઈઓ ગામની આજુબાજુનાં બધાં કોતર અને જંગલના ભોમિયા થઈ ગયા. ગાય ભેંસનાં ઘી–દૂધ

તથા ખુલ્લી હવાથી શરીરે પણ બહુ મજબૂત બન્યા.

પરંતુ વીરમતીના હૃદયમાંથી પેલી ચિંતા ખસતી ન હતી. એક દિવસ તેણે બન્ને ભાઇઓને પોતાની પાસે બેસાડીને કહ્યું:

"જુઓ, હમણાં આપણે પાટણ જવાનું નથી, અહીં જ રહેવાનું છે. તમે હવે ઉંમર લાયક થયા ગણાવ. આખો દિવસ જંગલોમાં ફર્યા કરો તે ઠીક નહિ. હવે તો મામાને કામમાં કાંઇક મદદ કરો."

બીજા જ દિવસથી બન્ને ભાઇઓ મામાનાં ઢોર ચરાવવાનું તથા ખેતરનું કામ કરવા લાગ્યા.

## લગ્ન

[૪]

❦ ❦ ❦

શિયાળુ પાક તૈયાર થઇ જવા આવ્યો હતો. હજીયે હેમન્ત ઋતુના ઠંડા વાયરા વાતા હતા. ખેતરોમાં અનાજના દાણાઓથી ભરચક ડૂંડાં પવનની લહરીઓમાં નીચા નમી ઝૂલી રહ્યાં હતાં.

ખેતરોના ધૂળભર્યા માર્ગ ઉપર આખો દિવસ અવરજવર રહેતો. રસ્તા ઉપરના જમરૂખી અને સીતાફળીના બગીચાઓ ફળોથી ભરાઇ ગયા હતા. પક્ષીઓને ઉડાડવા આખો દિવસ ખેતરપાળ પતરાનો ડબ્બો વગાડતો, હોંકારા કરતો ને ગોફણમાંથી પથરા ફેંકતો.

બપોર થવા આવતો કે માથે છાશનો ઘડો અને ઉપર બે પાંચ મરચાં સાથે રોટલા લઈને ભતવારણો ચાલી આવતી. રાતથી ખેતરની ચોકી કરવા રહેલા ખેડૂતો ભાતની આતુરતાથી રાહ જોતા.

આ ધૂળભર્યો ભૂખરો માર્ગ પણ ઇતિહાસ રાખતો હતો. કેટલાય વૃદ્ધ ખેડુતોએ અહીં બેઠા લશ્કરો પસાર થતાં જોયાં હતાં, ને ટપકતે આંસુડે પોતાના લીલૂડા મોલને ઘોડાઓથી વેરાન થતો જોયો હતો.

આજે વિમળ પોતના ભાઈ નેઢ સાથે મામાના ખેતર ઉપર હતો. સરસ્વતી તીરે ઘોડેસવારી કરતાં જે મજા આવતી, એવી જ મજા મહૂડા કે આંબાની ઊંચી ડાળે હીંચકા ખાવામાં આવતી હતી.

સૌ ભાતની રાહ જોઇને બેઠા હતા અને હાથનું નેજું કરી દૂર દૂર નજર ફેંકતા હતા.

પાટણ તરફથી આવતા માર્ગ ઉપર કાંઈક ધૂળ ઊડતી જણાઈ. બધા કાંઇક ભય અને કાંઈક આશ્ચર્ય સાથે એ તરફ જોઇ રહ્યા.

થોડી વારમાં એક રથ અને થોડા ઘોડેસવારો

આવતા જણાયા. રથમાં કોઈ શેઠ બેઠા હતા. બીજે ગામ જતા હશે, એમ સમજી સૌ પોત-પોતાના કામે વળગ્યા.

આખું ટોળું આવ્યું ને ગામ તરફ પસાર થઇ ગયું. વિમળ અને તેના ગોઠિયાઓને ભૂખને લીધે આ વાતમાં રસ પેદા ન થયો. બધા ભૂખ્યા ભૂખ્યા ભાતની માળા જપી રહ્યા હતા.

દિવસ આગળ વધતો ચાલ્યો, પણ ભાતનું નામોનિશાન ન દેખાયું.

એવામાં ગામ તરફથી કોઇ દોડતું આવતું જણાયું. વિમળે તરત કહી દીધું કે એ તો એનો દોસ્ત દેશળ હતો.

દેશળ શ્વાસભેર વિમળ પાસે આવ્યો.

"વિમળ! દોસ્ત! મીઠાઇ આપવી પડશે!'

"અલ્યા પણ મીઠાઈ શાની? અહીં તો ભૂખે જીવ જાય છે!" વિમળે જવાબ આપ્યો.

"દોસ્ત, તારું કામ પાક્યું. પાટણથી તારા ચાંલ્લા કરવા શ્રીદત્તશેઠના મુનીમ આવ્યા છે. ચાલ, ઘેર મા બોલાવે છે." દેશળે કહેવાનું બધું એક શ્વાસે કહી દીધું.

વિમળ શરમાતો, હરખાતો ગોઠિયાઓ સાથે ઘર તરફ ચાલ્યો. સૌ સગપણની મીઠાઈ ખવરાવવા તથા લગ્ન વખતે મહાલવા લઈ જવા માટે વિમળને આગ્રહ કરી રહ્યા હતા.

શ્રીદત્તશેઠ પાટણના નગરશેઠ હતા. રાજ્યમાં સારું માનપાન ધરાવતા હતા. રાજ્યારોહણ પ્રસંગે તેમને જ હાથે રાજા ભીમદેવને તિલક થયું હતું. તેઓ આખા પાટણના સંઘને ડહાપણથી સારા માર્ગે દોરતા હતા.

શ્રીદત્તશેઠને સંતાનમાં કેવળ પુત્ર પુત્રીની જોડલી હતી. પણ બન્ને રૂપ અને ગુણથી ભરેલાં હતાં. પુત્રનું નામ ચન્દ્ર હતું ને પુત્રીનું નામ શ્રીદેવી હતું.

શ્રીદેવી હવે યોગ્ય ઉંમરની થઈ હતી. વયના વધવા સાથે એનામાં ગુણ પણ વધ્યા હતા. આદર્શ પત્નીને યોગ્ય બધા સદ્ગુણોનો તેનામાં વિકાસ થયો હતો.

શેઠ પોતાની નાતમાં યોગ્ય વરને શોધી રહ્યા હતા, છતાં મન ગમતો કોઈ વર મળતો ન હતો. શ્રીદેવીના ભાઈ ચંદ્રકુમારનો આગ્રહ વિમળ માટે હતો. ચંદ્ર અને વિમળ એક જ નિશાળે ભણેલા

અને તે વખતથી જ વિમળની બુદ્ધિ તેમજ રમતોમાં અજોડપણું જોઈ એનું મન આકર્ષાયું હતું.

સગાંવહાલાંઓ વિમળની ચાલુ પરિસ્થિતિ જોઇ આનાકાની કરતાં. પણ શ્રીદત્તશેઠે પોતાના પુત્રની, તેમજ તપાસ કરતાં શ્રીદેવીની પણ તેના ઉપર પસંદગી ઊતરેલી જણાઇ; ત્યારે તો વિમળના મામા પાસે કહેણુ મોકલી દીધું.

આજે આવેલા રથ અને ઘોડાઓ એ શ્રીદત્તશેઠના જ મોકલેલા હતા.

વિમળ ઘેર પહોંચ્યો. એ સાદા પોશાકમાં હતો, પણ સુંદર દેખાતો હતો. રૂપ અને બહારની ટાપટીપને ઓછો સંબંધ હોય છે. જેનું શરીર ખડતલ છે, જે હમેશાં શારીરિક મહેનત કરે છે ને જે આનંદી ચહેરાવાળો હોય છે; એ ગમે તેવાં વસ્ત્રો પહેરે છે, છતાં સુંદર જ દેખાય છે.

શ્રીદત્ત શેઠે મોકલેલા શ્રીફળનો સ્વીકાર થયો. માતાને ખાનદાન કુળની દીકરી મળ્યાનો આનંદ હતો, મામાને પોતાને ઘેર ભાણેજનું શુભ થયાનો હર્ષ હતો; અને ગોઠિયાઓને મિઠાઇ ખાવાની હોંશ હતી.

છતાં આ આનંદ પાછળ એક ચિંતાનો કીડો વીરમતીના હૃદયમાં ડંખ મારી રહ્યો હતો. પુત્રના લગ્ન માટે દ્રવ્યની વ્યવસ્થા કેમ કરવી ? ભાઈ પાસે ફૂટી કોડી પણ ન હતી, છતાં નશીબ ઉપર વિશ્વાસ રાખી તેણે હા કહી હતી.

કુદરત જેને આગળ વધારવા ચાહે છે, તેને ગમે ત્યાંથી સહાય આવી મળે છે. એક દિવસ વિમળે ખેતર જતાં માર્ગમાં મોટું દર જોયું. બાલસહજ જિજ્ઞાસાથી ખેતરમાં એને કાંઈક ચળકતું દેખાયું.

વધારે ઊંડું ખોદતાં સોનામહોરથી ભરેલ પાત્ર દેખાયું. વિમળે અતિ આનંદ પામી એ બધું લઇ લીધું અને ઘેર આવી માતાને સોંપ્યું. માતા એને દૈવી સહાય સમજી નિરાંતે બધી તૈયારી કરવા લાગી.

શ્રીદત્તશેઠ તરફથી બધાને પાટણમાં આવવાનું નિમંત્રણ મળ્યું. વીરમતીને વિચાર કરી જોતાં હવે પાટણમાં જવું જોખમભર્યું ન લાગ્યું. નેઢ તથા વિમળ બન્ને યોગ્ય ઉંમરના થયા હતા તેમજ ભવિષ્યની જિંદગી માટે શહેરમાં જવાની જરૂર પણ હતી. શ્રીદત્તશેઠ જેવાની નજર

હોવાથી હવે વધારે ભય ન હતો.

વિમળને મોસાળ છોડવું બહુ કઠિન લાગ્યું. એને સુંદર ખેતરો અને ભોળાભલા ગામડિયાઓ વચ્ચેથી ખસવું ન ગમ્યું; પણ હવે બીજો ઉપાય નહોતો.

લાંબી લાંબી ડાંગો હાથમાં લઇને તથા પોંક, સીતાફળ અને જામફળ લઇને એના દોસ્તો વળાવવા આવ્યા. બધા તેની સાથે થોડે દૂર ગયા.

"વિમળભાઇ ! અમને ભૂલશો નહિ હો !" લાકડીને ટેકે માથું મૂકી આંસુ સારતાં સૌએ વિનંતિ કરી.

"ના, ભાઇઓ ! હું તમને કદી નહિ ભૂલું !"

વિમળ ગળગળો થઇ ગયો. મામાએ બળદને હાંકયા. જોતજોતામાં સૌ દૂર નીકળી ગયા. ગામ, પાદર, સીમ, તળાવડું, ખેતર ને આખરે પેલો ભૂખરો ને ધૂળવાળો માર્ગ પણ પાછળ રહી ગયો.

પાટણગઢના મિનારા દેખાયા.

અને આ પછીના દિવસો ખૂબ ધમાલમાં વીત્યા.

પાટણવાસી બનેલા વિમળનાં લગ્ન ખૂબ આનંદપૂર્વક થયાં. શ્રીદત્ત શેઠે છૂટે હાથે ખર્ચ કર્યું. વીરમતીએ પણ કચાશ ન રાખી.

વિમળે મોસાળથી પોતાના ગોઠિયાઓને બોલાવ્યા હતા.

વિમળ અને શ્રીદેવીની જોડી અપૂર્વ થઈ. સૌ બંનેનો પ્રેમ અને ગુણોનો મેળ જોઈ હરખાયા. નેઢનાં લગ્ન પણ એક ખાનદાન કુળની કન્યા સાથે થયાં.

પોતાના બન્ને પુત્રોને સુખી જોઈ વીરમતીને હૈયે ટાઢક વળી. આ પછી વીરોત્સવનો પ્રસંગ આવ્યો. તેમાં બહાદુરી બતાવી વિમળ દંડનાયક થયો અને નેઢ મંત્રીમંડળમાં સલાહકાર નિમાયો.

# સફળ સેનાપતિ

[૫]

ø ø ø

**જ્યાં** પાંચ પાંચ નદીઓનાં પાણી પીને સિન્ધુ નદી વિશાળ સાગર જેવી બની રહે છે, જ્યાં ભલભલા નાવિકો થાપ ખાઇ જાય તેવાં મોજાં ઊછળ્યાં કરે છે, ને જ્યાં ઊંડાં જળ ઘૂમરી ખાતાં પ્રજાના રક્ષણ માટે વધારે ઊંડાં થતાં જાય છે, એવા સિન્ધુદેશની ગાદીએ હમીર સુમરો રાજ્ય કરતો હતો.

હમીર સુમરો અભિમાનની મૂર્તિ હતો. બળિયો પણ જબરો હતો. બળવાન શિવશાણના રાજાને જીતી પોતાનો ખંડિયો બનાવ્યો હતો ને નજીકના ઘણા રાજાઓને એણે વશ કર્યા હતા.

યુવાનીમાં એણે કેસર મકવાણા નામના બળવાન શત્રુને હરાવી ઠાર કર્યો હતો. કેસર મકવાણાના નામની એ વખતે હાક વાગતી. પણ કેસર ઉચ્છૃંખલ બની સિંધના ઘોડા, જર, ઝવેરાત અને આખરે સ્ત્રીઓને પણ ચોરી જવા લાગ્યો હતો.

હમીરે એને શિક્ષા કરવાનું ધાર્યું, ને પછી તો બરાબર શિક્ષા કરી. આજે આ વાત ઉપર વર્ષો વીતી ગયાં હતાં. હવે તો હમીર સુમરો પ્રૌઢ થયો હતો. છતાં સિંહ તે સિંહ જ હતો!

એક દિવસ એણે અભિમાનમાં આવી જઇ સભામાં કહ્યું: "ભીમદેવની હું ખબર લઇશ."

રાજા ભીમદેવના ગુપ્તચરોએ આ સમાચાર પાટણ પહોંચાડયા. મહારાજાને બહુ રોષ ચઢયો ને પોતાની આણ માનવા માટે અથવા લડાઇને માટે તૈયાર થવા કહેવરાવી દીધું.

પણ હઠીલો હમીર માને? એને પોતાની સેનાનું, પોતાના દેશનું ખૂબ અભિમાન હતું. સંદેશો લાવનારને તિરસ્કાર કરી કાઢી મૂકયો. એણે પાટણ આવી બધા સમાચાર કહ્યા.

રાજા ભીમદેવની આંખોમાંથી અંગારા વર્ષવા લાગ્યા. એમણે તરત જ લડાઇની તૈયારીઓ કરવાનો હુકમ આપ્યો. સેનાપતિ વિમળશાહને પણ આમાં સાથે જવાનું હતું.

વિમળશાહનું સૈન્ય બહુ બળિયું ગણાતું. તેમણે પોતાના સૈન્યને ઉત્તમ રીતે કેળવ્યું હતું. બધા વિમળશાહના એક જ અવાજે જાન ફના કરી નાખે તેવા સ્વામીભક્ત હતા.

પ્રયાણને આડી એક જ રાત બાકી હતી.

પાટણને માથે શુકલ પક્ષનો ચંદ્ર અજવાળાં વેરવા લાગ્યો, છતાં પાટણ એ ચાંદની જોવા નવરું નહોતું. સૌ આવતી કાલે પ્રાતઃસમયે થનાર યુદ્ધપ્રયાણ માટે તૈયાર થઇ રહ્યા હતા. યુવાનો શસ્ત્રો તૈયાર થયાં કે નહિ, પ્રવાસનો બીજો મામુલી સામાન તૈયાર છે કે નહિ; તેની તપાસ કરતા હતા.

ઘરડી ડોસીઓ પોતાના પુત્રોને તૈયાર થતા જોઈ આંખમાં આંસુ સાથે આશીર્વાદો આપ્યા કરતી.

નવવધૂઓ પોતાના સ્વામીની રક્ષા ખાતર

ઇષ્ટદેવની પ્રાર્થના કરતી હતી. નાનાં બાળકો આ ધમાલનો અર્થ ન સમજતાં આડાં અવળાં ફરતાં નકામા પ્રશ્નો પૂછી રહ્યાં હતાં.

આખું પાટણ આજે જાગતું હતું.

વિમળશાહ મહારાજા ભીમદેવની અન્તિમ સલાહ લઇ ઘેર આવ્યા. ઘરમાં શ્રીદેવીને ન દેખતાં અગાસીમાં હશે એમ સમજી ઉપર ગયા.

શ્રીદેવી અગાસીના રવેશને અઢેલી ચંદ્ર તરફ જોઇ રહી હતી. વિમળશાહના આગમનની એને ખબર ન પડી. એ બિલકુલ પાસે આવ્યા ત્યારે શ્રીદેવીને ભાન આવ્યું.

"દરબારમાં જઇ આવ્યા?" શ્રીદેવીએ ધીરેથી પૂછ્યું.

"શ્રીદેવી! આજે તું ઉદાસ કેમ જણાય છે? શું મારું લડાઇમાં જવું નથી ગમતું?" વિમળશાહે હસતાં હસતાં પ્રશ્ન પૂછ્યો.

"નાથ! હું સ્નેહ અને કર્તવ્યના વિચારમાં હતી. સ્નેહ સ્વામીથી વિખુટા થવાની ના પાડે છે જ્યારે કર્તવ્ય બીજી જ વાત કરે છે. મારે કોને માન આપવું?" શ્રીદેવીએ પોતાની ચિંતાનો ખુલાસો કર્યો.

"દેવી! કર્તવ્યમાં જ સ્નેહ આવી જાય છે. સ્નેહ એવો ન હોવો જોઇએ જે માણસને કર્તવ્યને માર્ગે જતો રોકી રાખે."

"પણ સ્નેહીને મૃત્યુના મુખમાં જવા કેમ રજા આપી શકાય?" શ્રીદેવીએ પ્રશ્ન કર્યો.

"દેવી! શાણી થઇને કેમ ભૂલે છે? માતા સ્નેહને ખાતર પુત્રને કર્તવ્યમાર્ગથી રોકશે, બહેન ભાઈને અટકાવશે, પત્ની પતિને બેડીરૂપ બનશે તો જગત કેવળ સ્વાર્થની ભઠ્ઠી બની જશે."

"આપની વાત બરાબર છે. સ્નેહ જો માણસને કર્તવ્યમાં જતો રોકે તો એ સ્નેહ નથી, કેવળ ઘેલછા છે. પત્ની પુરુષને બેડીરૂપ ન બને, બોજાસ્વરૂપ ન લાગે તો જ એ જીવન ઉત્તમ ગણાય. આપ સુખેથી રણે સીધાવો!"

વિમળશાહે ઉત્સાહમાં આવી શ્રીદેવીને પોતાની ભાવના બતાવતાં કહ્યું: "દેવી! જ્યારે રણમાં પડેલા પતિના ઘા ઉપર હસતે મુખડે પાટા બાંધનારી પત્નીઓ હશે, નિરાશ થતા પતિમાં કર્તવ્યની ઝળહળતી જ્યોત પ્રગટાવનારી સતીઓ પાકશે, એ દિવસે જગત જીતવું સહેલું પડશે!"

"સાચું છે, હૃદય જીત્યા પછી જગત જીતવું સહેલ છે. પણ મારી એક પ્રાર્થના સ્વીકારશો ?" શ્રીદેવીએ નમ્ર મુખે કહ્યું.

"દેવી ! પ્રાર્થના નહિ પણ આજ્ઞા કહો ! જ્યાં સાચો સ્નેહ છે ત્યાં પ્રાર્થના કરો કે આજ્ઞા કરો, બન્ને સરખું છે. કહો શું કહેવા માગો છો ?"

"મને સાથે લઇ જશો ?"

"દેવી ! તમારો સહવાસ કોને ન ગમે ? પણ રાજઆજ્ઞા છે કે લડાઇમાં એક પણ સ્ત્રી સાથે ન આવી શકે."

શ્રીદેવીના મનનું સમાધાન થયું. તે પતિની વિદાયની તૈયારીઓ કરી આપવા હસતે મુખડે ચાલી ગઇ.

મધરાતનો ચંદ્ર પાટણને માથે અજવાળાં વેરતો હતો. ઘરોમાં હજીયે ધમાલ ચાલી રહી હતી.

પૂર્વ દિશામાં સૂરજ મહારાજે કોર કાઢી ને પાટણના બજારોમાં રણભેરીઓ ગાજવા લાગી, નોબતો ગડગડવા લાગી. કપાળમાં કુમકુમનું

લાંબું તિલક તાણી લડવૈયાઓ મેદાનમાં એકઠા થવા લાગ્યા.

મુખ્ય સેનાપતિ તરીકે મહારાજા ભીમદેવ પોતે હતા. વિમળશાહ તથા રાજ્યના બીજા શૂરવીર ભાયાતો તેમજ સામન્તો પણ સાથે જ હતા.

મહારાજા સેના સાથે કૂચ કરતા પંચનદને તીરે આવી પહોંચ્યા. પણ ભલભલા મર્દોની હિંમત તોડી નાખે તેવી સિન્ધુ, સાગરની જેમ ઉછાળા મારી રહી હતી. છતાં ભીમદેવ હિંમત હારે તેવા નહોતા.

પત્થરો અને ઝાડોથી પુલ બાંધવો શરૂ કર્યો. 'ઝાઝા હાથ રળીઆમણા.' જોતજોતામાં પુલ બંધાઇ ગયો. બધા સાવચેતીથી સામે પાર પહોંચ્યા.

હમીર સુમરો તૈયાર હતો. ભયંકર યુદ્ધ મચ્યું. પાટણનું સૈન્ય પ્રથમ જરા પાછું હઠયું, પણ મહારાજાને સરદારો સાથે મોખરે આવેલા જોઇ ફરી જોરથી લડાઈ શરૂ થઇ. એવામાં અચાનક મહારાજા અને હમીર સામસામા આવી ગયા. હમીરે દ્વંદ્વ યુદ્ધની માગણી કરી. મહારાજા

તૈયાર હતા.

ઉપરાછાપરી દાવો રમાવા લાગ્યા. હમીર પ્રચંડ વેગથી મહારાજા ઉપર ભાલો ફેંકયો, પણ ભીમદેવ મહારાજાએ નિશાન ચૂકવ્યું ને તરત જ તલવારના ઝટકાથી એના હાથ કાપી નાંખ્યા.

હમીર પટકાઈ પડયો. સેનાનાયકને ન જેવાથી લશ્કર નાસભાગ કરવા લાગ્યું. મહારાજાનો વિજય થયો.

સિન્ધ દેશની વ્યવસ્થા કરી મહારાજા રાજધાની તરફ પાછા ફર્યા. માર્ગમાં ચેદિ દેશના સ્વતંત્ર રાજા પાસે પોતાની આણ મનાવી. ચેદિ દેશના રાજાએ પણ ડાહ્યા બનીને આવા પ્રબળ રાજવી સાથે લડાઇ કરવી યોગ્ય ન ધારી આજ્ઞા માની લીધી.

વિમળશાહના સૈન્યે આમાં બહુ વીરતા બતાવી હતી. મહારાજા વિમળશાહના સૈન્યની કુશળતા જોઇ બહુ ખુશ થયા અને તેમને સારાં ઇનામ આપ્યાં.

રાજા ભીમદેવની કીર્તિ સાથે શૂરવીર યોદ્ધા તરીકે વિમળશાહની પણ ખ્યાતિ ઘણી વધી. 'વીર'નો પુત્ર વીર જ પાકયો.

# ઇર્ષ્યાની આગ

[ ૬ ]

“ગુણ ન જાણુઇ જે જેહના,
આદર ન કરિ તે તેહના.”
“દોષિ કાગ કવિજન ઇમ ભણુઇ,
મેલી દ્રાક્ષ લીંબોલી ચણુઇ.”

જગતમાં જો પ્રેમ હોત, એકબીજાની વૃદ્ધિ દેખી સૌ રાચતાં હોત તો પૃથ્વીથી સ્વર્ગ દૂર ન હોત !

વિમળશાહની દિન દિન ચઢતી કળા તથા કીર્તિ ફેલાતી જોઇ બીજા અધિકારીઓ મનમાં બળવા લાગ્યા અને રાજાની નજરમાં તેને હલકો પાડવા પ્રયત્ન કરવા લાગ્યા.

એક દિવસ લાગ જોઇ તેમણે મહારાજાના કાન ભંભેર્યા:

"મહારાજ ! આપે કદી વિમળશાહની સંપત્તિ દીઠી છે ?"

"ના, હું વિમળશાહને ઘેર કદી ગયો જ નથી."

"મહારાજ ! જેવી સમૃદ્ધિ રાજમહેલોમાં ન હોય એવી સમૃદ્ધિ એને ઘેર છે. હાથી, ઘોડા ને લાવલશ્કર પણ ઘણું છે."

"વધારે હાથી ઘોડા રાખી એ શું કરશે ?"

"મહારાજ ! ભૂલતા હોઇએ તો ક્ષમા કરશો. અમારા મત પ્રમાણે તો એને ગાદીપતિ થવાના કોડ લાગે છે."

"એમ કે ?"

"હા મહારાજ ! જેના બાપદાદા મંત્રી હોય એનો દીકરો રાજ્યનો ધણી કેમ ન થાય ? દીકરાને બાપથી સવાયા થવાના કોડ હોય જ ને !"

અધિકારીઓએ આવી ઘણી આડીઅવળી વાતો કરી. એક તો મહારાજા ભીમદેવ પોતે ભોળા સ્વભાવના, તેમાં વળી રાજા એટલે બનતાં સુધી કાચા કાનના ! વફાદાર વિમળશાહ

ઉપર એક ક્ષણમાં મહારાજાનો ભાવ કંઈક ઓછો થયો. એમણે કહ્યું:

"ઠીક, મારે એનું ઘર જોવું પડશે!"

બપોર થયા ને વિમળશાહ રાજસભામાં આવ્યા. મહારાજાના મનમાં પેલો વિચાર ઘોળાતો હતો. વિમળશાહના આવતાની સાથે જ તેમણે પ્રશ્ન કર્યો:

"વિમળશાહ! ઘણા વખતથી મારો વિચાર તમારું ઘર જોવા આવવાનો છે. આજ મન પણ જરા સુસ્ત છે. ચાલો, તમારે ત્યાં જઇએ, મનને થોડો વિનોદ પણ મળશે."

"મહારાજ! આપ પધારો એનાથી રૂડું શું? આપનાં પગલાંથી તો મારું ઘર પાવન થશે. સાંજે ભોજન પણ ત્યાં થાય તો કૃપા થાય!"

"જેવી તમારી ઈચ્છા. વિમળશાહ! ચાલો વાહન મંગાવો!"

વિમળશાહને મહારાજાની આટલી ઉતાવળ જોઇ મનમાં વિચાર થયો કે કાંઈ નવું તૂત તો જાગ્યું નથી ને? શાસ્ત્રમાં કહ્યું છે કે 'રાજાની મિત્રતા કોણે દીઠી અને કોણે સાંભળી?'

છતાં ન્યાયી મનુષ્યોને ભય ઓછો હોય છે. વિમળશાહને પોતાના વિચારમાં કાંઇ વજુદ જેવું ન જણાયું.

મહારાજા ભીમદેવ પોતાના બે ચાર ખાસ માણસો સાથે વિમળશાહને ત્યાં પધાર્યા.

વિમળશાહ કળાના રસિયા હતા. જે કાંઇ કામ કરવું એ કળા પૂર્વક જ કરવું. સાદું ઘર કે મોટા મહેલ પણ કળાથી જ થવો જોઇએ, એવી એમની માન્યતા હતી. વિમળશાહનું ઘર સ્વચ્છ અરીસા જેવું હતું. એમાં કોઇ સ્થળે અવ્યવસ્થા નહોતી. જોઈતી વસ્તુ યોગ્ય સ્થળે ગોઠવેલી હતી. ક્યાંય કચરો કે ધૂળ તો મળે જ શાનાં ?

વળી શ્રીદેવી જેવી આદર્શ ગૃહિણી જ્યાં હોય ત્યાં સૌંદર્ય અને સુઘડતા સોળે કળાએ દીપે એમાં નવાઈ શી ? વિમળશાહનો મહેલ અનેક જાતની સમૃદ્ધિથી ભરપૂર હતો. શ્રીદેવીનો ખૂબ મોટો કરિયાવર અને એમાં વિમળશાહની વીરતાએ કરેલો ઉમેરો રાજ્યરિદ્ધિને પણ ઝાંખી પાડવાને બસ હતાં.

પરંતુ 'કમળાવાળો આખું જગત પીળું જ ભાળે.' મહારાજાની સ્વચ્છ આંખોમાં અધિકારીઓએ

પહેલેથી જુદો જ રંગ રેડી દીધો હતો. તેમને લાગ્યું કે વિમળશાહ આ સંપત્તિથી એક દિવસ નક્કી મારી સામે થશે!

ભોજન વગેરે થયું પણ મહારાજાનું મન એક જ વિચારમાં હતું. વિમળશાહને કેવી રીતે કાબૂમાં લેવા ?

ભોજન આદિથી પરવારી સર્વે રાજમહાલય તરફ પાછા ફર્યા. વિમળશાહ પણ થોડે સુધી વળોટાવી રાત થઇ હોવાથી પાછા ફર્યા.

મહારાજા એક જ ધૂનમાં મસ્ત હતા. તેમના સ્વભાવ પ્રમાણે તો તડ ને ફડ કરવું જોઇએ, પણ અધિકારીઓની સલાહ પડતાં કોઇ કાવતરું ઘડવા લાગ્યા. તેઓએ વિચાર્યું કે, વિમળશાહના હાથમાં રહેલી સેનાની લગામ ભયરૂપ છે. આટલી સંપત્તિવાળો કાલે મારી સેનાના બળથી મારી સામે જ મોરચા માંડે તો!

જેના ઉપર ક્ષણ પૂર્વે પૂરતો વિશ્વાસ હતો, એના ઉપર આટલો ભયંકર અવિશ્વાસ! ખરેખર! માનવીના ચંચળ હૃદયનો શો વિશ્વાસ?

"મહારાજ! સૈન્ય ઉપર વિમળશાહનો કાબૂ

અજય્ય છે. ઉતાવળ કરવા જેવું નથી. ધીરજ ને ચતુરાઈથી કઠિન કામ પણ સિદ્ધ થાય છે, એ વાત ભૂલવા જેવી નથી. જે ગોળથી મરતો હોય તેને ઝેર દેવાની શી જરૂર ? " પડખિયાઓએ ઉત્તર આપ્યો.

"ટાઢે પાણીએ ખસ જાય તેવો માર્ગ મને પણ પસંદ છે. કોઈ બતાવશો ખરા ?"

"મહારાજ ! થોડા દિવસથી શિકારખાતામાં એક વાઘ આવેલો છે. કાલે એને નિર્જન માર્ગ ઉપર છોડી મૂકીએ. આપ વિમળને બંદોબસ્ત કરવા આજ્ઞા આપો. બસ બધું ત્યાં જ પતી જશે !"

"શાબાશ ! ઠીક કહ્યું." મહારાજાએ ખુશામતિયાઓની પીઠ થાબડી.

# પોલાદી પંજામાં

[૭]

❦ ❦ ❦

પાટણ ઉપર મધ્યાહ્નનો સૂર્ય તપતો હતો. રાજમહેલમાં દરબાર ભરાયો હતો. મહારાજા પણ આજે જલદી આવીને બિરાજી ગયા હતા. વિમળશાહ હમણાં જ આવ્યા હતા.

અચાનક બૂમો સંભળાણી.

"હો, હો, વાઘ છૂટયો! વાઘ નાઠો!"

મહારાજા એકદમ ઊભા થઇ ગયા ને બૂમો પાડવા લાગ્યા. "પકડો! પકડો! મારી રાંક પ્રજાને એ મારી ખાશે!"

"સ્વામી, આજ્ઞા!" વિમળશાહ ઊભા થઇ ગયા. વીર પુરુષ કદી હાક પડયે બેઠો રહે ખરો?

મહારાજા બેબાકળા બની બોલવા લાગ્યા: "અત્યારે આજ્ઞા ન હોય! વિમળશાહ, જાઓ જલદી કરો!"

વિમળશાહે પળવારમાં વસ્ત્રો સંભાળ્યાં ને કૂદકો મારી નીચે પડયા.

"જય પાર્શ્વનાથ." બૂમ મારતા વાઘ સામે આવી પહોંચ્યા.

જંગલનો મદોન્મત્ત રાજા કેદખાનાના સળિયા પાછળ અનેક દિવસોથી ધુંધવાઇને પડયો હતો. એમાં બે દિવસથી તો એને ખાવા પણ નહોતું મળ્યું. કકડીને ભૂખ્યો થયેલો વાઘ છૂટતાંની સાથે છલંગો મારવા લાગ્યો. પ્રથમથી આપેલી સૂચના મુજબ સૌ ઘરમાં પેસી ગયા હતા.

વાઘ દરવાજો વટાવી માર્ગ ઉપર આવ્યો, પણ ક્યાંયે ભક્ષ ન દેખાયો. એક ભયંકર ગર્જના કરી એ આગળ વધ્યો. ઢીલાપોચાના તો રામ રમી જાય તેવી એ ગર્જના હતી.

વિમળશાહ વધુ નજીક આવ્યા.

વાઘ અને શાહની નજર એક થઇ. નેત્રની જ્યોતે જ્યોત મળી બન્નેમાંથી અંગારા ઝરતા

હતા. વાઘ થંભી ગયો. કુદરતનો કાયદો છે કે 'દીઠે કરડે કૂતરો ને પીઠે કરડે વાઘ.' ત્યાં પાછળ બૂમ સંભળાણી. વિમળશાહે પાછળ જોવા નજર ફેરવી કે વાઘ વિમળશાહના શરીર ઉપર કૂદી પડયો.

પણ જંગલના શાહથી શહેરનો શાહ ઓછો ઊતરે એમ નહોતો. એનો દેહ પૂરેપૂરો કસાએલો હતો. વિમળશાહ નીચા નમી ગયા. વાઘની તરાપ નકામી ગઇ. એના પોલાદી પંજા જમીનમાં ઊંડા ખૂંપી ગયા.

વાઘ ફરી બમણા જોરથી કૂદ્યો. એણે ભયંકર મુખ ફાડયું. એની પૂંછડી સોટી જેવી સીધી થઇ ગઇ. સૌને લાગ્યું કે બસ વિમળશાહનો મામલો ખલાસ!

પણ વિમળશાહ પૂરેપૂરા સાવધાન હતા. એમણે વીજળીની ઝડપે કમરનું શેલું કાઢી હાથે વીંટાળી દીધું ને વાઘના મુખમાં ઘાલી દીધું. વાઘનું મોઢું ભરાઇ ગયું. એણે પંજો ઉપાડયો, પણ વિમળશાહે બીજા હાથે ગળાને ચૂડ ભેરવી દીધી.

વનમાં ભલભલા મદોન્મત્ત હાથીઓ સામે

બાથોડા ભરનાર વાઘભાઇને આજ વસમી પડી! ગરદન ભીંસાવા લાગી. ભૂખ્યા પેટે પંજો ઉપાડ-વાની શક્તિ ન રહી.

જે આંખોમાં અગ્નિ જેવી લાલાશ હતી, એમાં પાણી આવી ગયું. ગાય બનીને વાઘ ઊભો રહ્યો.

વિમળશાહ એના મોઢામાં હાથ ને ગળે ચૂડ નાખી પાંજરા પાસે લઈ ગયા ને ઉઘાડા બારણેથી એને અંદર હડસેલી દીધો.

છૂટા થતાંની સાથે વાઘે બીજી તરાપ મારી, પણ એ પહેલાં દરવાજો બંધ થઇ ગયો હતો. લોખંડી સળિયા સાથે વનનો શાહ ભટકાઇ પડયો.

વિમળશાહ હસતા હસતા દરબાર તરફ ચાલ્યા. કપડાં ફાટી ગયાં હતાં. આખા શરીરે ઉઝરડા થયા હતા, છતાં વિજય મળવાથી વિમળ-શાહના દેહ ઉપર અપૂર્વ તાજગી દેખાતી હતી.

મહારાજા ભીમદેવ પોતાના સરળ સ્વભાવ પ્રમાણે બધુંય ભૂલી વિમળશાહની પ્રશંસા કરવા લાગ્યા. સિંહાસનેથી ઊતરી વિમળશાહની સામે થોડાં પગલાં જઇ પીઠ થાબડી પોતાની પાસે લાવ્યા ને સોનેરી મૂઠવાળી તલવાર તથા જરિયાની

પોશાક ભેટ આપ્યો.

આખું સૈન્ય પોતાના સેનાપતિની વીરતા જોઈ મુગ્ધ થઈ ગયું. આખું પાટણ વીર વિમળશાહનાં યશોગાન ગાવા લાગ્યું. શ્રીદેવીને પણ પોતાના પતિની વિજયગાથાઓ સાંભળી ત્રિલોકનું રાણીપદ ભોગવતી હોય એવો હર્ષ થવા લાગ્યો.

વિમળશાહ રાજસભામાંથી ઘેર ગયા. શ્રીદેવી પતિને વધાવવા બારણામાં જ ઊભી હતી. પતિને જોતાં જ એની આંખોમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં

રચેલી બાજી ધૂળમાં મળેલી જોઈ કાવતરાંખોર અધિકારીમંડળ નવા દાવપેચ શોધવા લાગ્યું.

વિમળશાહને માથેથી એક પોલાદી પંજો નકામો ગયો, હવે બીજો તૈયાર થતો હતો. વીર ને ધીરના જીવનમાં ડગલે ને પગલે આફતો અને મુશ્કેલીઓ ઊભી જ હોય છે.

# મલ્લયુદ્ધ

[૯]

❦ ❦ ❦

મહારાજા ભીમદેવના દરબારમાં એક મોટો મલ્લ આવ્યો હતો. એના મસલ મોટા ને પથરા જેવા મજબૂત હતા. એની કાંધ પાડાના જેવી હતી. માથું મોટા કોળા જેવું હતું. આંખો મોટી કોડા જેવી હતી. શરીર ઠીંગણું અને રંગ કાળો હતો. એનો હાકોટો સાંભળીને જ મોટા મોટા મર્દો થાપ ખાઇ જતા.

ભરદરબારમાં એણે હાકોટો કર્યો: "પાટણ-પુરમાં મારી સાથે યુદ્ધ કરે એવો કોઇ મર્દ છે કે?"

પાટણના બે ચાર મલ્લો એ સાંભળી આગળ આવ્યા, પણ બધા હારી હારીને પોતપોતાને સ્થાને પાછા ગયા.

પાટણવાસીઓને આ કુસ્તીમાં કાંઇક ભેદ જેવું જણાયું. સારા ગણાતા મલ્લો આમ બાયલાની જેમ કેમ લડે!

"છે કોઈ બાકી? પાટણનાં પાણી આજ પૂરેપૂરાં જોઈ લેવાં છે."

મહારાજાએ ચોતરફ નજર નાખી, પણ કોઇ તૈયાર નહોતું. મહારાજાએ અધિકારીઓ સામે નજર નાખી. એક અધિકારી લાગલો જ બોલી ઊઠયોઃ

"મહારાજા! વાઘ સામે લડવું સહેલું છે, પણ આ મલ્લની સામે જવું મુશ્કેલ છે!"

મહારાજા હસ્યા. વિમળશાહ વ્યંગ સમજ્યા હતા. આ ટીકા તેમના ઉપર જ હતી, છતાં એ તો વીરતાની જીવતી જાગતી મૂર્તિ સમા હતા! એમનાથી મહેણું કેમ સહન થાય?

"મહારાજા! આજ્ઞા હોય તો તૈયાર છું."

"વિમળશાહ! રહેવા દો!"

"નહિ મહારાજા! પાટણને લાંછન એ મને લાંછન છે."

વિમળશાહે કચ્છ ભીડયો ને અખાડામાં

કૂદકો માર્યો. સૌના મનમાં અનિષ્ટની શંકાઓ થવા લાગી.

મલ્લે જાંઘ ઉપર થાપોટ મારી. નગારા ઉપર દાંડી પડતાં જેવો અવાજ થાય તેવો અવાજ થયો! વિમળશાહ અને તેનું યુદ્ધ જામ્યું. મલ્લને હવે લાગવા માંડયું કે બાજી ધારવામાં આવતી હતી તેવી સહેલી નથી.

સાધારણ દેખાતા વિમળશાહ ઉપરાઉપરી દાવ મારવા લાગ્યા. મલ્લ પણ પૂરજોશમાં પોતાના દાવપેચ અજમાવવા લાગ્યો. મલ્લે ખૂબ જોર કર્યું. વિમળશાહને ઉંચકયા અને નીચે પછાડયા. પણ વિમળશાહ એમ જાય તેવા નહોતા.

તેઓ મલ્લના શરીરને ખૂબ મજબૂત રીતે વળગી રહ્યા. મલ્લ નીચે પડી ચીત કરવા યત્ન કરવા લાગ્યો. તરત વિમળશાહે અવળી ગુલાંટ લઇ મલ્લને ચીત કરી નાંખ્યો. બધેથી એક સામટા હર્ષના પોકારો ઊઠયા. મહારાજા ભીમદેવ ખુશ થયા, પણ પાછળ બેઠેલા અધિકારીઓના મુખ ઉપર ઝાંખો કચવાટ દેખાતો હતો.

વિમળશાહ બધાની શાબાશી લેતા દરબારમાં આવ્યા. મહારાજાએ પીઠ થાબડી.થોડી વાર પછી

દરબાર બરખાસ્ત થયો અને વિમળશાહ ઘર તરફ ગયા. પતિને કસોટીમાંથી પાર ઊતર્યા જાણી શ્રીદેવી ખૂબ આનંદી બની ને આવા વીર પતિ માટે મગરૂર થવા લાગી.

# દાવ પર દાવ

[૯]

ø ø ø

"મહારાજ! જોયું વાણિયો કેવો બળિયો છે?" અંતઃપુરમાં જતા મહારાજ ભીમદેવને અધિકારીઓએ કહ્યું.

"ખૂબ જબરો છે."

"મહારાજ! આવાને રાજ્ય જમાવતાં શી વાર લાગે? આખું સૈન્ય એની પાછળ ઘેલું બન્યું છે. મહારાજ! મામલો વિફરે તેમ લાગે છે!"

"પણ આવો વીર કાંઈ કરે ખરો કે?"

"મહારાજ, વીરને જ કરવાનો પ્રસંગ હોય છે! બિચારા બળ વગરના તે શું કરે?"

મહારાજ વિચારમાં પડી ગયા. પાછી એમની

બુદ્ધિ ભરમાવા લાગી હતી. થોડી વાર વિચાર કર્યા પછી કહ્યું:-

"નક્કી! આ વાણિયાને દૂર કરવામાં જ સાર છે. કોઇ સારો માર્ગ શોધી કાઢો!"

"મહારાજ! માર્ગ તો એક મળ્યો છે. જૂના ચોપડાઓ તપાસતાં વિમળના બાપદાદાઓ પાસે આપણું લહેણું નીકળે છે ને તે ભરપાઇ કર્યાનું ચોપડામાં જણાતું નથી, મને લાગે છે કે તેમની પાસે આપણું લેણું અવશ્ય છે. તો શા માટે માગી ન લેવું?"

"ઠીક, મને ચોપડા બતાવજો. હું વિચાર કરીશ."

મહારાજા અંતઃપુરમાં ચાલ્યા ગયા. પાછળથી મંત્રીરાજ સાથે મંડળ પોતપોતાના સ્થાનક તરફ રવાના થયું. રવાના થતાં પહેલાં એક અધિકારીએ પ્રશ્ન કર્યો: "કેમ! ચોપડાની બધી વ્યવસ્થા કરી રાખી છે ને?"

"બધું બરાબર તૈયાર છે, હવે બચી શકે તેમજ નથી." જવાબ મળ્યો.

મંડળ વિખરાયું ને તેમના કૃત્ય જેવો રાતનો કાળો પડદો પૃથ્વી પર વીંટાયો.

વિમળશાહ આ બધાં કારસ્તાનોથી અજાણ હતા. એમને મન આ બધી ઘટનાઓ સ્વાભાવિક હતી.

બીજે દિવસે ભરસભામાં મંત્રીરાજે વિમળશાહને પ્રશ્ન કર્યો. "વિમળશાહ ! રાજને ચોપડે અમારું લેણું નીકળે છે?"

એકદમ વીજળી પડે ને જેમ માણસ ચમકી ઊઠે એમ વિમળશાહ ચમકી ઊઠયા.

"શાનું લેણું? શાનું લેણું? મંત્રીરાજ, કયા વખતનું?"

"વિમળશાહ, ઉતાવળા થવાની જરૂર નથી. જે હશે તે ચોપડા કહેશે." મહારાજા ભીમદેવે વચમાં કહ્યું.

વિમળશાહને મહારાજની ભાષામાં કાંઇક ફેર લાગ્યો, પણ ઉતાવળે અભિપ્રાય ન બાંધતાં પ્રશ્ન કર્યોઃ

"મંત્રીરાજ, બતાવો તો ખરા કે કેટલું લેણું છે?"

"તમારા દાદા લહિરના વખતનું છે. છપ્પન લાખ ટંકા નીકળે છે."

"કદાપિ ન હોય. હશે તો તે ભરપાઈ થઈ ગયેલું હશે. આ મારા ઉપર જૂઠું આળ છે."

"વિમળશાહ! ઉતાવળમાં આવું અવળું બોલી ન નાખો! તમે કે હું જુઠ્ઠા ઠરીયે પણ ચોપડાઓ—શાહી કારભાર જુઠ્ઠો ન ઠરી શકે!" મહારાજાએ સહેજ ઊંચા સ્વરથી કહ્યું.

વિમળશાહને આ બધાનો વર્તાવ વિચિત્ર લાગ્યો. એમણે કહ્યું:

"મહારાજ! આ કોઈ કાવતરું લાગે છે."

"વિમળશાહ, ભૂલશો મા કે તમો રાજના સેવક છો."

"મહારાજ! રાજ્યનો સેવક ન્યાય ન માગે? મારી વફાદારી કે કર્તવ્યનિષ્ઠા ઉપર પાણી ફરતું હોય ત્યારે દાદ કે ફરિયાદ પણ ન થાય?" વિમળશાહના દિલમાં દારુણ વેદના થતી હતી.

"વિમળશાહ! રાજના ચોપડા સાચા જ હોય તેને માન્ય રાખવા પડશે! બાકી બીજી વાત કહો!"

વિમળશાહની આંખે હવે સાચી પરિસ્થિતિ દેખાવા લાગી. જે પ્રસંગોને એ સ્વાભાવિક સમજતા હતા, એ એક ઇરાદાપૂર્વક ગોઠવાયેલી બાજીઓ હતી એમ એમને સમજાયું.

"મહારાજા! જો એમજ હોય તો પછી કરવું હોય તે કરી શકો છો. ધણીનો કોણ ધણી છે?"

વિમળશાહ ઊઠીને દરબાર છોડી ચાલતા થયા. મહારાજા રોષભરી આંખે જોઇ રહ્યા, છતાં સૈન્યના નાયક સામે એકદમ પગલાં ન લેવાય, એમ પણ તેઓ સારી રીતે સમજતા હતા.

વિમળશાહે ઘેર જઇ દુઃખી હૃદયે બધા સમાચાર શ્રીદેવીને કહ્યા.

"નાથ! જ્યાં કદર કે વિશ્વાસ ન હોય ત્યાં ક્ષણ વાર પણ વસવું ભયંકર છે. જલદી પાટણ છોડવાની તૈયારી કરવી જોઇએ." શ્રીદેવીએ અભિપ્રાય આપ્યો.

વિમળશાહે શહેર છોડવાની તૈયારી કરવા માંડી. આખા ગામમાં પવનવેગે આ સમાચાર પથરાઇ ગયા. સેનામાં મોટો ખળભળાટ થઇ રહ્યો. ગામલોકો વિમળશાહનો પક્ષ લઇ બોલવા લાગ્યા ને રાજનીતિની નિંદા કરવા લાગ્યા.

રાજા ભીમદેવની પાસે સામન્તસિંહ નામનો એક બહુ વિશ્વાસુ અધિકારી હતો. તેણે પણ આ કાર્યની છડેચોક નિંદા કરી.

મહારાજા ભીમદેવ વિચારમાં પડી ગયા. થતાં તો થઈ ગયું, પણ મામલો કાબૂમાં રાખવા જેવો હતો! પણ હવે તો સાપે છછુંદર ગળ્યા જેવું હતું. વિમળશાહને મનાવવા જતાં પોતાનું માન ઓછું થતું હતું, તેમ તેમને જવા દેતાં રાજ્યમાં મોટી હોહા થાય તેમ હતું.

હવે શું કરવું? મહારાજા ભીમદેવે પોતાના ખાનગી સલાહકારોને તેડાવ્યા. સૌ વિચારમાં પડયા. છેવટે એક યુક્તિ સૂઝી આવી.

"મહારાજ! ચંદ્રાવતીનો રાજા ધંધુક આજ-કાલ ઉદ્ધત બની ગયો છે. ખંડણી વગેરે નિયમિત મોકલાવતો નથી. એને શિક્ષા કરવા વિમળશાહને મોકલો! હારે તો તો ઠીક છે. ટાઢે પાણીએ ખસ જશે, ને જીતે તો વ્યવસ્થા માટે ત્યાં જ રાખજો."

"હા, હા, બરાબર યુક્તિ છે." સૌ રાજી થઈ ગયા.

વિમળશાહને બોલાવવામાં આવ્યા. મહા-રાજાએ મીઠા અવાજથી કહ્યું:

"વિમળશાહ! તમને દુઃખ થાય એ વાત હું પસંદ કરતો નથી. ભલે ગમે તે લેણું હોય પણ તે તમારે માટે હું માફ કરી શકું છું." મહારાજા

હસ્યા અને ધીમેથી મૂળ વાત ઉપાડી.

"વિમળશાહ! હું બીજી ચિંતામાં હતો. ચંદ્રાવતીના રાજા ધંધુકની ઉદ્ધતાઇ મને ખટકી રહી છે. એને જ્યાં સુધી હું શિક્ષા ન કરું ત્યાં સુધી મારા જીવને આરામ નથી. અને એ ચિંતા-માં મારું મન વ્યગ્ર હોવાથી રાજસભાની વાત ઉપર મારું પૂરતું લક્ષ નહોતું."

"મહારાજ! અમારા જેવા સેવકો જીવતા હોય ત્યાં સુધી આપને ચિંતા શી?"

"વિમળશાહ, પણ કોણ તૈયાર થાય છે?"

પોતાના સ્વભાવ પ્રમાણે વિમળશાહે કહ્યું:–

"આજ્ઞા હોય તો હું તૈયાર છું."

"વિમળશાહ, જાઓ અને ફતેહ કરો!"

મહારાજાએ પીઠ થાબડી. વિમળશાહે નમન કરી આજ્ઞા માથે ચઢાવી.

સૌ સૌને જોઇતું મળ્યું હતું. વિમળશાહને હવે પાટણમાં વસવું ગમતું નહોતું. મહારાજાને વાણિયાની હિંમત અને પરાક્રમ ડરાવી રહ્યાં હતાં અને મંત્રીમંડળ માટે વચ્ચેથી કાંટો નીકળી જતો હતો.

ડંકા નિશાન ગગડયાં. પોતાના ચુનંદા સવારો સાથે વિમળશાહ ચંદ્રાવતીના રાજા ધંધુક-રાજને જીતવા ઘોડે ચઢયા. સાથે મ્યાનામાં શ્રીદેવી પણુ હતાં.

વિમળશાહે અશ્રુભીની આંખે પાટણુને છેલ્લી સલામ કરી. પાટણુવાસીઓનાં હૈયામાંથી એ દહાડે ઊના નિશ્વાસ નીકળતા હતા. વિમળ-શાહ ખરેખર ધંધુકરાજ પર વિજય કરવા જાય છે કે મહારાજા તેમને દેશવટો દે છે એ પ્રશ્ન સૌને મૂંઝવતો હતો.

# વિમળશાહની વિજયયાત્રા

[૧૦]

❦ ❦ ❦

**આ**બુરાજની શીતળ છાયામાં પૂર્વ દિશાની તળેટીએ ચંદ્રાવતી વસેલું હતું. ચંદ્રાવતી એ વખતે અલબેલું નગર હતું. એનો વિસ્તાર બહુ મોટો હતો. વેપાર ધમધોકાર ચાલતો હતો અને ધનાઢ્ય વેપારીઓ ત્યાં વસતા હતા. અહીં ધંધુક નામનો રાજા રાજ્ય કરતો હતો.

માળવાના રાજા ભોજ સાથેની મિત્રતાને લીધે એ અભિમાની બની ગયો હતો. સામાન્ય રાજાઓને તો એ લેખામાં જ ન ગણતો.

વિમળશાહની સેનાએ ચંદ્રાવતી નજીક પડાવ નાંખ્યો. ગુપ્તચરોએ ધંધુકરાજને ખબર પહોંચાડી

કે સિંહ જેવી ગર્જના કરતો વિમળશાહ આવી રહ્યો છે.

ધંધુકરાજના સૈન્યમાં વિમળશાહ આવવાની વાતથી નિરાશા ફેલાણી. સૌ સમજતા હતા કે વિમળશાહની સામે લડવું એ રમત નથી.

ધંધુકરાજ પોતે પણ વિચારમાં પડી ગયો કે 'હવે શું કરવું?'

વિમળશાહના નિશાનડંકા ગઢની બહાર ગડગડવા લાગ્યા. ધંધુકરાજ વધારે ગભરાયો. એનું અભિમાન શત્રુ સન્મુખ આવતાં ગળી ગયું. એ બચવાનો ઉપાય શોધવા લાગ્યો.

બીજા દિવસનું પ્રભાત થયું. વિમળશાહનું સૈન્ય લડાઇ માટે તૈયાર થઈ ગયું. પણ જુએ છે તો દરવાજા ઉઘાડા! ન મળે સૈન્ય કે ન મળે હાથી–ઘોડા!

વિમળશાહને લાગ્યું કે અવશ્ય કોઇ કાવતરું રચાયું લાગે છે. કદાચ સૈન્યને નગરમાં ફસાવી હલ્લો કરવાનો ઈરાદો તો નહિ હોય?

સૌ થોડી વાર દરવાજા બહાર સાવચેતીથી ઊભા રહ્યા, પણ કશી હિલચાલ ન જણાઇ. વિમળશાહ ચુનંદા સવારો સાથે દરવાજામાં દાખલ

થયા. ચોતરફ જોતા જાય, પણ બધું સુનસુનાકાર. ક્યાંય યુદ્ધની તૈયારી નહિ !

વિમળશાહે સૈન્યને આગળ વધાર્યું. રાજ-મહેલ આવ્યા. ત્યાં સરદારોનું ટોળું ઊભું હતું. સૌએ વિમળશાહને જોતાં હથિયારો નમાવી દીધાં ને ઘોડા આગળ ઢગલો કરી દીધો.

તપાસ કરતાં જણાયું કે રાજા ધંધુક ફરીને બહાર નાસી ગયો છે. એક પણ લોહીનું બિન્દુ પાડયા વગર ચંદ્રાવતી સર થઈ!

વિમળશાહે મહારાજા ભીમદેવની જય બોલાવી સોલંકીરાજનો વાવટો ગઢ ઉપર ફરકાવ્યો.

ગમે તેમ હોય પણ વિમળશાહની નસોમાં વફાદારીનું લોહી વહેતું હતું. મહારાજા ભીમ-દેવનો એ સાચો સેવક હતો. માન કે અપમાન તો સંધ્યાના રંગો જેવાં છે. એ ખાતર વીર પુરુષ પોતાની ટેક કેમ છોડે?

મહારાજા ભીમદેવે વિમળશાહના સૈન્યમાં ગુપ્તચરો મૂકેલા. તેમણે આ સમાચાર પાટણ પહોંચાડયા. આ બધી વાતો સાંભળી મહારાજા ભીમદેવની નજર સામેથી ખોટા ખ્યાલના પડદા

હઠી ગયા. વિમળશાહનું વફાદારીભર્યું સાચું સ્વરૂપ સમજાયુ.

અને આથી મહારાજા ભીમદેવે વિમળશાહને ચંદ્રાવતીના દણ્ડનાયક તરીકેનું આજ્ઞાપત્ર તેમજ પોશાક વગેરે ભેટ મોકલાવ્યાં, તેમનાં કાર્યોની ખૂબ પ્રશંસા કરી અને પાટણમાં પણ એક વખત જરૂર આવી જવા લખ્યું.

પરંતુ વિમળશાહને હવે રાજખટપટના ગંદા વાતાવરણથી તિરસ્કાર છૂટયો હતો. પાટણમાં જઇ ફરી છળ ને પ્રપંચથી ભરપૂર વાતાવરણમાં પડવાનું મન ન થયું.

વિમળશાહને ચંદ્રાવતી ખૂબ પસંદ પડયું. હવે પછીનું જીવન અહીં જ ગાળવા નિર્ણય કર્યો, પણ કળાના પૂજારીને કદી સુંદરતા ને સુઘડતા વગરની વસ્તુ ગમતી નથી.

એ વખતનું ચંદ્રાવતી બહુ સામાન્ય હતું. રસ્તાઓ સુગમ અને સુંદર ન હતા. જળાશયો સ્વચ્છ અને જળથી ભરપૂર ન હતાં. બજારો અસ્તવ્યસ્ત હતી. વિમળશાહે આખા શહેરને એક મનોહર નગર બનાવી દેવાનો પ્રારંભ કર્યો.

ચંદ્રાવતીનું સમારકામ શરૂ થયું. જોતજોતામાં

સુંદર રાજમાર્ગો, સ્વચ્છ જળાશયો, માર્ગ ઉપર છાયા માટે વૃક્ષો, અને પ્રવાસીઓ માટે આરામ-ગૃહો તૈયાર થયાં. બજારો પણ વહેંચી નાખવામાં આવ્યાં. ઝવેરીઓ ઝવેરીબજારમાં, કાપડિયાઓ કાપડબજારમાં, તેલીઓ તેલબજારમાં, ગાંધીઓ ગાંધીબજારમાં; એમ બધું વ્યવસ્થિત બની ગયું. ચંદ્રાવતી ખરેખર અપૂર્વ બની. દેશ પરદેશથી લોકો જોવા આવવા લાગ્યા.

વીર વિમળશાહની ઉમ્મર વધતી જતી હતી. રાજરંગ ને રણભૂમિ હવે ખારી લાગતી હતી. તલવાર જોઇને તો ઘૃણા જ થતી. મન શાન્તિ અને સંતોષના માર્ગ તરફ ખેંચાવા લાગ્યું હતું.

તેમણે નાસી ગયેલ ધંધુકરાજને અભયવચન આપી મહારાજા ભીમદેવનો સામન્ત બનાવી દીધો.

આ સમયે વિહાર કરતા જૈનાચાર્ય શ્રી. ધર્મઘોષસૂરિ ત્યાં પધાર્યા. તરસ્યાને પાણી મળ્યું. વિમળશાહે બધી રાજખટપટ છોડી ધર્મોપદેશ સાંભળવા માંડયો.

ચોમાસું આવવાનો સમય થયો. વિમળશાહે સૂરિજીને ચોમાસાના ચાર મહિના ચંદ્રાવતીમાં પસાર કરવા વિનંતિ કરી.

ભક્તના સાચા ભાવને આધીન થઈ સૂરિજીએ ચંદ્રાવતીમાં ચાતુર્માસ કરવાનું નક્કી કર્યું.

વિમળશાહ અને શ્રીદેવીને અત્યન્ત હર્ષ થયો. એક દિવસ વિમળશાહે ધર્મોપદેશ શ્રવણ કર્યા બાદ ઊભા થઈ સૂરિજીને વિનંતિ કરી કેઃ-

"હે સૂરિવર્ય! આ જીવનમાં અનેક લડાઈઓ લડયો છું, યશ કે ચાકરી ખાતર હજારોનાં ખૂન વહેવડાવ્યાં છે. મારાં એ કર્તવ્યોનું કંઈ પ્રાયશ્ચિત્ત હશે કે?"

"સુજ્ઞ! મનુષ્ય પ્રયત્ન કરવાનો અધિકારી છે. હૃદયમાં પાપ માટે પસ્તાવો થવો એ પણ પ્રાયશ્ચિત્ત જ છે, છતાં વધારામાં કોઇ તીર્થોદ્ધારનું કામ કરો!"

"મહારાજ! એવું કયું તીર્થ છે, જેના ઉદ્ધારથી મારું કલ્યાણ થશે?"

"પાસે જ છે. પ્રથમ આબુ ઉપર તીર્થ હતું. આજકાલ એનો ઉદ્ધાર કરવાની જરૂર છે. તે માટે પ્રયત્ન કરો!"

વિમળશાહે એ આજ્ઞા શિરોધાર્ય કરી.

# ઉદારતાની અવધિ

[ ૧૧ ]

એ વાત ઉપર તો આજે વર્ષોનાં વહાણાં વાઈ ગયાં કે જ્યારે આબુરાજના શિખરો ઉપર યુગાદિનાથનાં મોટાં મંદિરો હતાં. એ વખતે એની શોભા ને એની ભવ્યતા અજોડ હતી. હજારો ભક્તો પ્રતિવર્ષ ત્યાં દર્શનાર્થે આવતા.

કાળનો કઠોર પ્રવાહ આવ્યો અને મંદિરો ખંડેર બની ગયાં. એ ખંડેરો પણ પૃથ્વીની છાતી ઉપર ન ટક્યાં. એ ઉપર માટીના થર બાઝયા ને વખત જતાં ત્યાં ઝાડ ને ઘાસથી ભરેલું જંગલ બની ગયું.

પાસે જ રહેલાં શિવમંદિરોમાંથી હમેશાં

શંખ ફુંકાતો અને હવનનો ધૂમાડો આકાશમાં ગુંચળા ખાતો ચઢતો. કદીક આરતી વખતની મધુર ઘંટડીઓનો રણકાર સંભળાતો. એ સિવાય આ સ્થાન નિર્જન હતું.

અહીં સંધ્યાની નમતી હવામાં ચંપાનાં ફૂલ પરિમલ પ્રસારતાં. સવારે કેશૂડાંથી આખી ભૂમિ સુશોભિત બની જતી. કદીક પૂજારીઓની ગાયો અહીં આવતી ને એમના ગળાની ઘંટડીઓ ગાજી રહેતી.

આજે વિમળશાહ આબુ ઉપર ચઢી રહ્યા હતા. શ્રીદેવી પણ સાથે હતી. પાછળ નોકર વર્ગ ધીરે ધીરે ચાલ્યો આવતો હતો. જેઓ કદી આટલું ચાલવાને ટેવાયેલાં નહોતાં, તે આજ ઉલ્લાસભેર તીર્થોદ્ધારના વિચારમાં આગળ વધ્યે જતાં હતાં !

વિમળશાહને અહીં મંદિરો બાંધવાં હતાં, યુગ યુગ સુધી ન ભુલાય તેવી કૃતિઓ સર્જવી હતી, પણ બધું ન્યાય અને નીતિને માર્ગે કરવું હતું. સત્તા કે અધિકારનો એમાં અંશ પણ ન આવવો જોઇએ ! અને તે માટે એમણે મહારાજા ભીમદેવની આજ્ઞા પણ મંગાવી હતી.

વિવેકી વિમળશાહે પોતાના વડીલભાઈ મંત્રી નેઢની પણ એ માટે રજા હતી.

મહારાજા સમજતા હતા કે વિમળશાહ કલારસિક છે. એ જે કરશે તે રાજ્યને શોભા આપનારું જ કરશે. એથી એમણે જોઈએ તેટલી જમીન લઈ લેવાની આજ્ઞા મોકલી આપી હતી.

સૌ આબુરાજનાં શિખરો ઉપર પહોંચ્યાં. આચાર્ય ધર્મઘોષસૂરિ પણ એ વખતે ત્યાં આવી ગયા હતા.

આબુ ઉપર રહેનારા બ્રાહ્મણવર્ગે અને પૂજારીવર્ગે આ ઉદ્ધારની વાત સાંભળી, ને તેઓ પણ ત્યાં આવી પહોંચ્યા. કેટલાક વખતથી જમીન પર તેઓ દેખરેખ રાખતા હતા; એટલે તેઓનાં મન ખુશ કરવા માટે વિમળશાહે સુંદર બદલો આપવાનો વિચાર કર્યો, અને તેમાં શ્રીદેવીની સલાહ લીધી.

શ્રીદેવીએ જણાવ્યું: " નાથ ! આ જમીન આપણે મન સોના જેવી છે, માટે સોનામહોરો પાથરીને તેનો બદલો આપો ! "

શ્રીદેવીનાં વચનો સાંભળી વિમળશાહે હસતે મુખે કહ્યું:

"દેવી ! હું એ જ વિચાર કરતો હતો, પણ આપણી પાસે ગોળ સોનાનાણું છે. એ પાથરીએ તો થોડી જમીન ખાલી રહે. માટે તેનાથી ચલાવી લેવું કે નવા ચોરસ સિક્કા તૈયાર કરાવવા ?"

બધા આ વાત સાંભળી આશ્ચર્યમાં ડૂબી ગયા. બ્રાહ્મણો અને પૂજારીઓને તો આ જૂની આંખે નવો તમાસો હતો. એમણે આખી ઉંમરમાં આવી ઉદારતા ક્યાંય દીઠી નહોતી.

વિમળશાહે ખજાનચીને હુકમ કર્યો કે ચોરસ સોનાનાણું બનાવી ભૂમિને ઢાંકી દો !

હુકમ મુજબ સોનાનાણું તૈયાર કરાવવામાં આવ્યું. જમીન ઉપર પાથરવામાં આવ્યું. બ્રાહ્મણો આ સોનું જોઇ હરખાયા ને શાહની ઉદારતાનાં ગુણગાન કરવા લાગ્યા.

ભૂમિ નક્કી કરવાનું કામ સમાપ્ત થયા પછી બીજી ચિંતા કુશળ શિલ્પશાસ્ત્રીને શોધી લાવવાની હતી. ગમે તેટલું દ્રવ્ય ખરચાય પણ જો કુશળ શિલ્પશાસ્ત્રી ન મળે તો એ એળે જ જાય. આથી વિમળશાહે પોતાના બાહોશ સરદારને કુશળ શિલ્પશાસ્ત્રીને શોધી લાવવા રવાના કર્યો.

# અજોડ કલાકાર

[ ૧૨ ]



ગૂજરાતના વડનગર શહેરની બહાર નાનાં નાનાં પરાંઓ જેવાં ગામડાં વસેલાં હતાં. લોકો કારીગરી અને મજૂરી કરી પોતાનું ગુજરાન ચલાવતા. અહીંના કારીગરો કોતરણી કામ માટે બધે પંકાતા હતા.

સવારનો સમય હતો. સીમમાં જતી ગાયોના ધણની ખરીઓથી ઊડેલી ધૂળ બધે પથરાઈ રહી હતી. એવે સમયે વિમળશાહના સરદારે એ ગામમાં પ્રવેશ કર્યો.

આવનારાઓ ગામથી અજાણ્યા હતા. કારીગરોનાં નામ પૂછતા જાય અને આગળ વધતા જાય.

ધીરે ધીરે બધા એક ચોરા પાસે આવી પહોંચ્યા.

ચોરામાં બાર—તેર માણુસો સગડીની ચારે તરફ વીંટાઇને બેઠા હતા. ધીરી હાસ્યભરી વાતો ચાલી રહી હતી. સરદાર નજરે પડતાં બધા એ તરફ જોઈ રહ્યા. સરદાર પોતાના મંડળ સાથે નજીક આવ્યો, ને સૌએ રામ રામ કરી સામસામું સ્વાગત કર્યું.

"ભાઇઓ! મહારાજા ભીમદેવના સેનાધિપતિ અને ચંદ્રાવતીના દંડનાયક શ્રીમાન વિમળશાહ આબુ પહાડ ઉપર દેવાલયો બંધાવવા માગે છે, અને તે માટે એક કુશળ શિલ્પશાસ્ત્રીની જરૂર છે. હું એની શોધમાં આટલો પંથ ખેડી અહીં આવ્યો છું. તમે મને કોઇ કાબેલ શિલ્પશાસ્ત્રી બતાવશો?" સરદારે બેસતાં બેસતાં ખૂબ વિનયથી કહ્યું.

"સરદાર સાહેબ! અમો બધાયે શિલ્પ-શાસ્ત્રીઓ છીએ. અમારા આ જ હાથે દક્ષિણના મોટા મોટા કિલ્લાઓ બાંધ્યા છે. તોપોનો મારો ચલાવો પણ એમાંથી એકેય કાંકરી ખરે નહિ. અરે! આ હાથથી કેટલાય મહેલો અને વિહાર-

ભવનો બંધાયાં છે!” એક વૃદ્ધે અભિમાન સાથે વાત કરી.

“તમારી વાત સાચી, પણુ મારો સ્વામી તો નવખંડમાં નામના રહી જાય તેવાં મંદિરો બંધાવવા ઇચ્છે છે. એને તો દુનિયા માથે અજોડ સર્જન કરવાના કોડ છે. એ કોડ પૂરા કરે તેવો કોઇ એવો કલાકાર જોઇએ!”

બધા વિચારમાં પડ્યા અને અન્તે બોલ્યા: “જુઓ, એક વાત કહીએ છીએ. પણુ........ના.... ....અમારો જીવ ચાલતો નથી. તમારાં કામ વખતસરનાં હોય અને કારીગરને તો હૃદયની સ્ફુરણા ઉપર વાત હોય! બિચારા ગરીબને માથે ઊલટી રાજની ખફગી ઊતરે.”

આ સાંભળી સરદારના મુખ ઉપર ચિંતાની રેખાઓ જણાવા લાગી. એણે ખૂબ ભાવભીના શબ્દોમાં કહ્યું: “ભાઇઓ! આ તો દયાધર્મના પાળનારનું કામ છે. એને મનુષ્યને ગાળ દેવામાંય પાપ લાગે છે. અરે ભાઇ! એના ઘરની સ્ત્રી તો સાક્ષાત દયા અને ઉદારતાનો અવતાર છે. પ્રસન્ન થાય તો આખો ભવ તારી દે! જરાય

ભય વગર કહો ! હું જૂઠું બોલતો હોઉં તો મને સોમનાથ ભગવાનની આણ."

સરદારની નમ્રતાથી સૌ પીગળી ગયા. એક વૃદ્ધે કહ્યું: " સરદારજી ! જુઓ, અમે એક માણસ બતાવીએ છીએ, પણ એની પાસે હા પડાવવી એ કઠિન કામ છે. જરાયે રોફ કે દાબ બતાવશો મા ! નહિ તો એનું મગજ ચસકી જશે ને પછી સોનાનો પહાડ આપશો કે એના ટુકડે ટુકડા કરા નાખશો તોય હા નહિ ભણે !"

વૃદ્ધ થોડી વાર થોભ્યો ને ગળું ખંખારી ફરી તેણે આગળ ચલાવ્યું: " ને સરદાર સાહેબ! શું કહું એની વાત! એની ઉંમર તો મારાથી નાની છે હો! પણ ભગવાને એવી કળા ને હથોટી આપી છે કે એનો હાથ ફર્યો ત્યાં પથરાયે બોલવા બેસે! એનું નામ કીર્તિધર અને પેલું પૂર્વ દિશામાં દેખાય તે એનું મકાન."

સરદાર આ વાત સાંભળી સ્તબ્ધ બની ગયો. લક્ષ્મી અને સત્તાની ધાક સામે બેપરવા રહેનાર માણસની વાત એ આજે જ સાંભળતો હતો.

લક્ષ્મી ખાતર સારામાં સારા ગણાતા માણુસોને એણે નીચમાં નીચ કામ કરતા જોયા હતા. સત્તાની બીકથી નીતિ અને ધર્મને દૂર ફંગોળી દેનાર ઘણાયે નામી મર્દોને નિરખ્યા હતા, પણ આ તો અજબ જેવો માણુસ સાંભળ્યો !

સરદાર એ દિશા તરફ વળ્યો ને આવા કારીગરને જોવાની ઉતાવળમાં એને ઘેર જલદી પહોંચ્યો. ઘરની પરસાળમાં કોઈ નહોતું. જોયું તો ઘરમાં પણ કંઈ રાચરચીલું ન હતું.

"કીર્તિધરજી, રામ રામ!" સરદારે બહારથી બૂમ મારી.

"કોણુ છો ભાઇ !" અંદરથી અવાજ આવ્યો ને ગામડિયું હાસ્ય કરતો કોઈ કારીગર બહાર આવ્યો. સરદારે કલ્પનાથી નક્કી કરી લીધું કે આ જ કીર્તિધર.

"મહારાજા ભીમદેવના સેનાપતિ વિમળશાહનો સરદાર છું."

"હું, પધારો."

કીર્તિધરે એક કિંમતી પાથરણું બિછાવ્યું. સરદારે જોયું કે આ પાથરણું બહુ કિંમતી હતું, પણ સાચવણુ વગર ચૂંથાઈ ગયું હતું.

" કીર્તિધરજી ! આ પાથરણું ક્યાંનું છે ? બહુ કિંમતી લાગે છે."

"હશે ! મને લાગે છે કે કોઇ રાજાએ ભેટ આપ્યું હશે." મહત્ત્વ વિનાની વાત હોય એમ જવાબ આપ્યો. સરદારને લાગ્યું કે મુદ્દાની વાત કરી લેવામાં જ સાર છે.

" કીર્તિધરજી ! વિમળશાહે આપને તેડાવ્યા છે."

" ભાઇ ! હવે મેં એવો સંબંધ બહુ ઓછો કરી નાખ્યો છે. મને શા માટે બોલાવે છે ? મેં ઓજાર મૂકી દીધાં છે."

" પણ વિમળશાહને આપની બહુ અગત્ય છે. એક વખત પધારો પછી બીજી વાત."

"ના ભાઈ, એ નહિ બને ! મને ત્યાં બોલાવી હેરાન કરે. મારે હવે કિલ્લાઓ કે ભેદી કારાગૃહો નથી રચવાં. રાજમહેલો કે વિહાર-ભવનો નથી બાંધવાં. ભાઇ ! મેં તો બધે અન્યાય થતો જોયો છે. કારાગૃહ અને કિલ્લાઓમાં બિચારા સત્પુરુષોને ગોંધી રાખી એમના ઉપર ત્રાસ વર્તાવાય છે, ને રાજભવનો અને વિહારભવનોમાં તો હવે વારાંગનાઓ વસવા આવે છે."

કીર્તિધર બોલ્યો. એના બેદરકાર ચહેરા ઉપર અત્યારે ઉગ્રતા છવાયેલી હતી. એણે ફરીથી કહ્યું:

“બસ ઘણું કર્યું, હવે નથી કરવું. સરદારજી! જઇને તમારા માલિકને કહી દેજો કે કીર્તિધર મરી ગયો છે. હવે વિલાસમંદિરો કે રાજભવનો બાંધનારો કીર્તિધર પૃથ્વી પર હયાત નથી. ભાઇ! મારી પત્ની ગુજરી ગઈ, ગુલાબના ગોટા જેવો પુત્ર પરલોકમાં સીધાવી ગયો; તે દિવસથી આ બંધ કર્યું. નાની જિંદગી માટે આ ઉધામા શા? પ્રભુની કુદરત જોઉં છું ને મસ્ત રહું છું. મને કીર્તિ કે દ્રવ્યનો લોભ હવે નથી સતાવતો!”

સરદાર તો આભો બની ગયો. એણે ઘેર ચાંલ્લો કરવા આવતી લક્ષ્મીને ઠોકરે મારનાર આજે જ જોયો! આવાને સમજાવવા માટે તો વિમળશાહ પોતે જ જોઇએ.

સરદારે વિમળશાહને બધી હકીકત લખી અને એક ઘોડેસવારને સંદેશો આપી રવાના કર્યો. થોડા દિવસમાં વિમળશાહ પોતે ત્યાં હાજર થયા.

રાજસત્તાનાં બધાં ચિન્હો છોડી એ સાદા વેશે આવ્યા હતા.

" કીર્તિધરજી ! વિમળશાહ પોતે આવ્યા છે." સરદારે વાત કરી. કીર્તિધરે તાકીને વિમળશાહ તરફ જોયું અને એને આશ્ચર્ય થયું કે આ માણસમાં રાજસત્તાની ખુમારી કે અભિમાન કેમ નથી !

"કીર્તિધરજી ! મારા દ્રવ્યને ઉજળું બનાવવા આવવું પડશે." વિમળશાહે હસતાં હસતાં કહ્યું.

" શાહ ! મેં એક વખત ના પાડી દીધી પછી લાંબી લપ શા માટે ?" મુખ ઉપર કંટાળો લાવતાં કહ્યું.

" કીર્તિધરજી ! હું તમને આટલે વર્ષે વિલાસભવનો બનાવવા માટે કહેવા ન આવું ! મારે તો લોકકલ્યાણ માટે પ્રભુનાં મંદિરો ચણાવવાં છે, અને તે પણ આબુના શિખર ઉપર–નિર્દોષ ભૂમિમાં." વિમળશાહે યુક્તિથી વાત શરૂ કરી.

" શાહ ! ઘણાયે કારીગરો છે. લઈ જાઓ અને બનાવી લો."

" ના, કીર્તિધરજી, એમ ન બને ! મારે સૃષ્ટિ પર અજોડ કલાકૃતિ સર્જવી છે. વર્ષો વીતે

પણ મનુષ્ય જોતાં જ પાગલ થઇ જાય તેવી સ્વર્ગીય કલા ઉતારવી છે.”

“ભાઇ ! એ તમારું કામ નહિ. એ કામ માટે તો અઢળક દ્રવ્ય જોઇએ. એની પાછળ ફના થવાની તમન્ના જોઇએ. પૂરેપૂરું બનાવવાની ધીરજ જોઇએ. કાલે તમારી ધીરજ ખૂટે ત્યારે મારું નામ લજવાય !” કીર્તિધરે ખુમારીભર્યા અવાજે કહ્યું. પોતાની વાતમાં એ પ્રતાપશાળી દણ્ડનાયકની હસ્તી પણ વિસરી ગયો હતો.

“કીર્તિધરજી, કહો તો બધો ખજાનો તમારી પાસે ઠાલવું ! કહો તો બધું તમને સોંપી હું સાધુ થઇ જાઉં. પણ મારી ઉમેદ પૂરી કરો.”

“શાહ ! ખબર છે કે જ્યારે અમારી કોતરણી થશે ત્યારે પત્થરના ભૂકાની ભારોભાર ચાંદી જોખવી પડશે ! એ વખતે મન લોભી તો નહિ થાય ને ?”

“કીર્તિધરજી ! જેના જીવનમાં ધર્મ સૌથી મહાન રહ્યો છે, એ ધર્મની સાક્ષીએ હું વાત કરું છું.”

“વિમળશાહ ! તમારા સાચા દિલ ઉપર

અને ત્યાગની અપૂર્વ ભાવના ઉપર મારું હૈયું ફરીથી સતેજ બની ગયું છે, પણ આબુની શરદીની તમને ખબર છે? મારા કારીગરોનાં આંગળાં જ સજ્જડ થઈ જાય. માટે બાર માસમાં ચાર માસ કામ થઈ શકે ને એ રીતે તો દેવાલય ક્યારે પૂરું થાય?" કીર્તિધરે વાંધો બતાવ્યો.

"ભલા શિલ્પી! દરેક કારીગરને ગરમીનાં સાધનો ને બીજી જરૂરિયાતો પણ હું પૂરી પાડીશ. શરદીમાંયે ગરમી જણાય તો તો કામ થશે ને?"

"હા, જરૂર થશે!" કીર્તિધરના હૃદયમાં આવેશ પ્રગટ્યો. નવી કૃતિ બનાવવાના વિચારો એના મગજમાં પેદા થવા લાગ્યા.

"કીર્તિધર! એની પાછળ આ જીવન સાથે તમામ સમૃદ્ધિ સમર્પું છું."

"વિમળશાહ! મારી સમગ્ર કલા પણ એને સમર્પું છું. એ આખો દેવપ્રસાદ—અરે એનો એક એક પત્થર જગતને મુગ્ધ ન કરે તો મારો હાથ ફર્યો નકામો ગણજો! જો એનું એક એક ચિત્ર સજીવન ન લાગે તો,-હમણાં જ બોલી ઊઠશે એવો ભાસ ન થાય તો, મેં તમને દગો

દીધો ગણજો! હવે સુખેથી પધારો! હું સમયે મારા કારીગરો સાથે હાજર થઈશ."

"જય પાર્શ્વનાથ"

"જય સોમનાથ"

વિમળશાહ અને સરદાર ચંદ્રાવતી તરફ ગયા. કીર્તિધરે ખુણામાં પડેલાં હથિયારોને સંભાળ્યાં, બધા કારીગરોને તૈયાર કર્યા ને રવાના થવા માટે શુભ દિવસ ને શુભ મુહૂર્ત નક્કી થયો.

## અપૂર્વ કળા

[૧૩]

ø ø ø

આબુરાજના વિશાળ દેહની આસપાસ નાગચૂડની જેમ માર્ગો વીંટળાઇ વળ્યા છે. એ માર્ગો ઉપરથી હાથીઓની હાર સંગેમરમરના પથરાઓ લાદીને ચાલી આવે છે. આખો દિવસ એમના ઘંટા ગાજ્યા કરે છે.

આબુરાજના શિખર ઉપર હજારો મજૂરો અને હજારો કારીગરો કામે લાગી ગયા છે. આખો દિવસ કારીગરોનાં ટાંકણાંઓનો અને મજૂરોના કોદાળાઓનો અવાજ સંભળાય છે.

બાર બાર ગાઉના છેટેથી, ખાણોમાંથી લાવેલા સંગેમરમરના સોહામણા પત્થરો ચોતરફ

વિખરાએલા પડયા છે. કારીગરોની શરદી ઉડાડવા હરેકની પાસે સગડીઓ મૂકેલી નજરે પડે છે. કલાકારોને અને મજૂરોને બધી સગવડો મળી રહે તે માટે એક ખાસ અમલદાર દેખરેખ રાખે છે.

કોઇને પણ ઊંચું જોવાની ફુરસદ નથી. સહુને પચાસ વર્ષનું કામ પાંચ વર્ષમાં કરવાનો ઉમંગ છે. સૌ ઉદ્યોગી નજરે પડે છે, પણ પેલો મોંઘો શિલ્પશાસ્ત્રી કીર્તિધર કયાં છે?

કીર્તિધર અહીંથી થોડે દૂર એક વૃક્ષ નીચે બેદરકારીથી પડયો રહે છે. પડ્યો પડયો હાથની આંગળીઓથી કંઇક હવામાં ચિતર્યા કરે છે. કદી કદી ધૂળ ઉપર પણ લીંટા કરે છે.

એણે સૌને આદેશ આપી દીધો હતો કે "ભાઇઓ! ટાંકણાઓ એવાં ફેરવજો કે કેવળ પ્રાણની જ ખામી રહે. દ્રવ્ય ખર્ચનાર બધું તજી કેવળ ઉત્તમ સર્જન ઉપર ઘેલો બન્યો છે, તો તમે પણ પાછા હઠશો મા! જમાનાઓ સુધી ન વિસરાય તેવી કળા ઉતારજો!"

ને આવી આજ્ઞા આપી ભાઇસાહેબ પોતે તો ફરતા ફરે છે કે સૂઇ રહે છે! પણ બધા કહે

છે કે એ બેસશે ત્યારે ભૂખ કે તરસ, ઊંઘ કે આરામ બધુંય તજી કામ કરશે! હજી તો એની કલ્પનાઓમાં જ કલા ઘડાય છે.

કામ શરૂ થયા પછી વર્ષો વીતવા લાગ્યાં. એક વર્ષ પસાર થયું, બીજું વર્ષ પસાર થયું ને ત્રીજું પણ ચાલવા લાગ્યું. વિમળશાહ શ્રીદેવી સાથે દિવસો સુધી અહીં રહે છે અને બધું કાર્ય બારીકાઇથી જુએ છે. કીર્તિધરની સાથે કલાકો સુધી પોતાની દષ્ટિ પ્રમાણે કલાનું વિવેચન કરે છે.

એ રીતે બીજાં ચાર વર્ષ પણ વીતી ગયાં, ને દશકા ઉપર વાત આવી. પૈસો પાણીને મૂલે વપરાતો જતો હતો. છતાં વિમળશાહ કે કીર્તિધરની ધીરજ જરાયે ઓછી થઈ નહોતી.

અને એમાં કેટલા માણસો કામ કરતા? પંદરસો કારીગરો અને બે હજાર મજૂરો! હાથી, ઘોડા ને ખચ્ચરનો તો એમાં સુમાર જ નહતો.

વિમળશાહ હવે મંદિર પૂરું થવાની રાહ જોઈને બેઠા હતા. દશકા ઉપર ત્રણ વર્ષ વધારે વીતી ગયાં હતાં. તેર તેર વર્ષની અખંડ કામગીરી પછી પણ હજી મંદિર અપૂર્ણ હતું.

હવે કીર્તિધર પૂરી કુશળતાથી નકશી ઉતારી રહ્યો હતો. ૧૪૦ ફુટ લાંબા અને ૯૦ ફુટ પહોળા મંદિરમાં એણે કળાની અદ્ભુત સૃષ્ટિ ખડી કરી હતી. એના સ્થંભો પર આમ્રપર્ણોની હાર, હાથીઘોડાની હાર અને દેવદેવીઓનાં મનોહર નૃત્ય આબેહૂબ ઉતાર્યાં હતાં. એના રંગમંડપની છત પણ સંગીત અને નૃત્યના અનેક અભિનયોવાળી પૂતળીઓથી શણગારી હતી. મુખ્ય મંદિરની આસપાસ દેવકૂલિકાઓ (દેરીઓ) રચી, તેમાં છતે છતે જુદી ભાતોની રચના કરી હતી. એનાં કમળો જાણે સાચાં સફેદ કમળો હોય એટલાં કોમળ દેખાતાં હતાં. હાથ અડાડતાં પણ કોઇનો જીવ ન ચાલે!

એ ઉપરાંત કેટલીક છતોમાં જૈન ધર્મના મુખ્ય દેવો તીર્થંકરોના જીવનના અદ્ભુત પ્રસંગો કોરી કાઢયા હતા.

કોઇ છતમાં તીર્થંકરની માતાને એમના ગર્ભાધાન સમયે આવેલાં સુંદર સ્વપ્નો ઉતાર્યાં હતાં, તો કોઇ છતમાં એમની બાલક્રીડાનાં દશ્યો આબેહૂબ ખડાં કર્યાં હતાં. એક છતમાં શ્રી. નેમિનાથ નામના તીર્થંકર રાજિમતી નામની યાદવ

કુમારીને પરણવા જાય છે તેનું દૃશ્ય ઉતાર્યું હતું; તેમાં વધ કરવા પૂરેલાં પ્રાણીઓનો પોકાર સાંભળીને પાછા ફરતા નેમિનાથનું હૃદયભેદક ચિત્ર સહુના દિલમાં સોંસરૂં ઊતરી જતું હતું.

એક છતમાં એ વખતના ગુજરાતના વહાણવટીઓનું પણ સુંદર ચિત્ર કોરી કાઢ્યું હતું. કળાપ્રિય કીર્તિધરે પોતાની આંખે જે કાંઇ જોયું હતું, તે બધુંજ આ મંદિરની કોતરણીમાં ઉતારી દીધું. ચૌદ વર્ષની અખંડ તપશ્ચર્યા પછી એક અજોડ મંદિર તૈયાર થયું. વિમળશાહે અપૂર્વ ઉત્સવ કરી યુગાદિ દેવની સ્થાપના કરા. કીર્તિધરે હથિયારો દેવ ચરણે મૂકી કેવળ નિવૃત્તિમાં રહેવાની પ્રતિજ્ઞા લીધી.

દેશદેશથી લોકો જોવા માટે ઊલટયાં, અને જોઇ જોઇને સૌ આશ્ચર્યમાં મસ્તક નમાવવા લાગ્યા.

[૧૪]

ø ø ø

ધારેલાં કાર્યોની જીવનમાં સિદ્ધિ થાય, એ પછી જીવન કે મોતનો વધારે અર્થ છે જ નહિ. કશી પણ કાર્યસાધના વગરનું હજાર વર્ષનું જીવન નકામું છે, જ્યારે કર્ત્તવ્યની સિદ્ધિવાળું ટૂંકું જીવન પણ રસભર્યું છે.

વિમળશાહને બધું સાંપડયું હતું. રાજા મહારાજાઓ પણ થોડી જમીન માટે આશરે સાડા ચાર કરોડ જેટલા રૂપિયા આપતાં વિચાર કરે એવી વાતને એમણે નજીવી ગણી કાઢી!

ચૌદ વર્ષની તપશ્ચર્યા પછી, અઢાર કરોડ અને ૫૩ લાખ રૂપિયાના બાદશાહી ખર્ચ પછી

દેવમંદિરનું નિર્માણ વિમળશાહને કર્ત્તવ્યસિદ્ધિ જેવું લાગ્યું.

હવે બધું છોડી વિમળશાહ તથા શ્રીદેવીએ ધર્મકાર્યોમાં ચિત્ત પરોવ્યું. અતિથિઓની સ્વાગતા વધુ ને વધુ કરવા માંડી. પૂર્વાવસ્થામાં લાગેલાં યુદ્ધોનાં પાપ ધોવાં શરૂ કર્યાં.

આરાસણ અથવા કુંભારિયાજીનાં દહેરાં પણ કલાપ્રિય વિમળશાહનાં જ બનાવેલાં છે. આવો કળાનો અમૂલ્ય વારસો આપનાર આ નરવીરનો દેહ ક્યારે પડયો, તેની ઇતિહાસના પાને નોંધ નથી; પરંતુ વિમળશાહ મૃત્યુ પામવા છતાં ગુજ-રાતને કલાની કૃતિઓથી દીપાવનાર તરીકે તેઓ આજે પણ અમર છે.

દેલવાડાનાં દહેરાં નિરખનાર જગતભરના પુરુષો, એ મહાપુરુષને આજે પણ ભક્તિભાવે ભાવભીની અંજલી અર્પે છે.

માતા ગૂર્જરી આવા અનેક નરરત્નોની જનેતા હો!